युधिष्ठिर—( निःश्वास नाखी ) दैवनी गति बलवत्तर छे. ( छा )

पांचाली—भगवंत ! हुं एनां सर्व लक्षण जाणुं छु. आर्यपुत्र हवे तो समजवानी के एने धूणी लागी तेथी एणे यज्ञनी पूर्णाहुती करी नाखी. ( सर्व ब्राह्मणो सामु जोइ ) मंत्रानंद महाराज ! भोजन समय थयो छे माटे हवे कंइ जता नहि. ( जा )

रमरवर्द्धक—( नीचुं जोइ ) त्यारे शुं अमे जइए अने ए न जाय !

युधिष्ठिर—अरे भाइ ! एवी निरथक कल्पनाओ कां करेछे !

धौम्य—(तिलकादि करी रह्या पछी ) हवे तमारे जवुं होय तो जाव ( एटलुं कही बने मुनिओ उभा थाय छे ).

पांचाली—( ऊभी थइ ) आर्यपुत्र ! ( रमरवर्धकने बतावी ) आ तमारा महर्षिने तेडी वेहला आवजो ( एम कही जाय छे ). ( ज्ञा )

लोमश—अजातशत्रु ! आ यज्ञ पुनरपि थइ शके तेवो छे, तेथी शोच करवानुं कंइ कारण नथी. हवे चालो भोजनविधि आरोपी लइए. अहया विद्याधर ! आ बलि मुकी तथा दर्भादि नदीमां नाखी भोजन समय थयो छे माटे जा सत्वर आव्य ( एम कही सर्व जण जाय छे अने विद्याधर पण दर्भादि लइ रह्या पछी नदी भणी जाय छे ). ( त्रा )

( मंत्रानंद अने पाछळथी भोजन करनार ब्राह्मणो प्रवेश करे छे. ( ता )

मंत्रानंद ( एकलो )—हा हा ठीक चोपट गोठवी, रमनार बेसाड्या अने दाव नाख्या. हवे तो इष्टकृपाथी पासा सुलटा पडे एटलुंज करवानुं बाकी छे. दानवी माया ए तो मोटामां मोटी मनायेलीज छे तेने

---

( छा ) दैवनी इ०—केमके प्रथम थी नाश पाम्यु हतु ते वळी मळी आव्युं, त्यारे आ रीते नाश थयुं !

( जा ) मंत्रानंद उपर द्रौपदीनी विशेष कृपा वर्णी बतावेछे: मंत्रानंद महाराज ! इ० ज्ञा महर्षिने—विदूषकने वक्रोक्ति

( त्रा ) अजातशत्रु—( युधिष्ठिरनुं संबोधन ) पुनरपि—फरीने पण ( ता ) प्रवेश ४ थो स्थळ—भोजनगृहनो रस्तो.

બિચારા માનવી શી રીતે જાણી શકે ? હું ભલો જ જાણું છું તે શ્રીમાદિક નથી જાણતા તે જરૂરી આ પ્રમાણે વેગના અંતને પામીશ. ( જા )

શ્લોક.

ગુપ્ત જાયમ રાખમાં વન્હિ વસીને રહે, તે દહે હાનગી પાદ મૂકે;
ગુપ્ત કરિઅરિ ગમો વેશ વસગો અહી, અસુર આ આવિયો હા ! ચૂકે !
ભીમભાઈ તેં અદભ ગિન્ન મમ મારિયો, ધારિયો નહિ તદા ત તકું કે !
જોઉં છુ ખોડ છુ પૈર હું પનટમાં, હાકમાં ગમ રગતાન રૂ૬ ૧૪

( ભારતીભટ પ્રવેશ કરી )

**ભારતીભટ**—અરે મંત્રાનંદ ! હવે તો તમે રાજપ્રિય થવા માટે અગાઉ કઇ કરજો હો.

**મંત્રાનંદ**—( સભય સ્વગત ) અરે આણે કંઇ સાંભળ્યું કે શું ? ( પ્રકાશ ) તમે શા પરથી કહોછો ?

**ભારતીભટ**—શા પરથી તે તમારા બોલવા પરથીજ.

**મંત્રાનંદ**—( સકોપ ) અમે એવું શું બોલ્યા કે તમે એમ કહોછો ? અમે કશુંય ક્યારે બોલ્યા છીએ ?

**ભારતીભટ**—"ખાતે ન જણાય પણ ગાતે તો જણાય કની." (દા)

**સોમભટ**—(મંત્રાનંદને જોઇ) અરે ભૂદેવ! કંઇ અમારા ભણી ભાળજો. જો જો નીકર પછે અમે છીએ હો! "પેટ ભરાયું એટલે પાટણ ભરાયું," જો એવા સ્વાર્થી થયા તો અખડાઇ પડશો. અમે જાતે જોયું છે અને કાનોકાન સાંભળ્યું છે. (ધા)

**મંત્રાનંદ**—(સકોપ) પણ એટલાજ પરથી અમારૂં સ્વાર્થીપણું કોણ કહી શકે તેવો છે! (ના)

**સોમભટ**—કોણ કહી શકે તેવો છે તે આ અમારા જેવોજ છે. કેમ હવે બોલ્યું અણબોલ્યું કરશો તો આગે કરવા દઇશું કે? (પા)

**સોમભટ**—ભારતીભટ, (મંત્રાનંદને બતાવી) આ તમારા મિત્રને કહેજો કે અમને ભૂલી જાય નહિ. અમે એગના ભોગિયા છીએ હો. અમે એમને વિષે કંઇનું કંઈ સાંભળ્યું છે. કિંતુ પાચાલીની પ્રસન્નતા ભાળી જાણી જોઇનેજ કાંઇ બોલ્યા નથી. (ફા)

---

(દા) ખાતે ઇ૦—અર્થાત્ તમે બોલ્યા તે અમે નહિ સાંભળ્યું હોય પણ તમારા પર દ્રૌપદી પ્રસન્ન છે તે અમારા જોવામાં આવે છે, તેથી અમે ધારીએ છીએ કે તમે રાજપ્રિય છો

(ધા) અમે ઈ૦—અમે તમારૂં સન્માન થતું જાતે જોયું છે અને દ્રૌપદીએ તમને પોતાની પાસે રાખવાનું કહ્યું તે કાનોકાન સાંભળ્યું છે. એવા અર્થનું વાકય સોમભટ કહે છે, પણ મંત્રાનંદને વહેમ પડે છે કે રખેને એણે મારો છળ જાણ્યો હોય તથા મારા બોલ સાંભળ્યા હોય!

(ના) બ્રાહ્મણોએ મારૂં કપટ કેટલે દરજ્જે જાણ્યું છે, તે નક્કી કરવાને મંત્રાનંદ પ્રશ્ન કરે છેઃ પણ ઇ૦.

(પા) મંત્રાનંદનો પ્રશ્ન ભોળી બનાવીને ઉત્તર કરેછે કોણ ઇ૦—કોણ કહી શકે એવો છે? એમ પૂછાછો એનો ઉત્તર એજ કે, તે અમારા જેવોજ કહી શકે એવો છે અર્થાત્ હું પોતે કહી શકુંછું. બોલ્યુ અબોલ્યું—તમે રાજપ્રિય થાઓ ત્યારે અમારૂં સન્માન થાય એમ કરવાનું તમે કહ્યું છે તેની હવે ફરશો નહિ, એમ સોમભટનું કહેવું છે પણ મંત્રાનંદને આ વાકય પણ ભ્રમ ઉપજાવેછે. કેમકે તે એમ સમજે છે કે જે હું બોલ્યો તે આ બ્રાહ્મણે ચોકસ સાંભળ્યુ છે કે શું, જેથી તે આ પ્રમાણે બોલે છે?

(ફા) ભોગિયા છિયે—જાણીતા છીએ (એ રાજપ્રિય છે એ વાતના).

**મંત્રાનંદ**—( સભય ) ભાઇયો, હું કંઇ દુષ્ટ બુદ્ધિથી બોલ્યો નથી, તથાપિ જો તમે મારૂં સર્વ ગુપ્ત રાખશો તો મને સ્મરવર્ધકનું સ્થળ મળશે અને તે મળ્યું એટલે તમારે નિત્ય મિષ્ટાન્ન હરશે. ( वा )

**ભારતીભટ્ટાદિ**—( સ્વગત ) અરે આ તો ઠીક કંઇ "આંધળે બેરૂંજ કૂટાય છે." ( પ્રકાશ ) મંત્રાનંદ અમે કોઇનેય નહિ કહિયે પરંતુ તમારે અમને મિષ્ટાન્નપાણી સમે ભૂલવા નહિ હો. ( मा )

( સોળાં પેહેરેલા અને હાથમાં તુબીપાત્ર ઝાલેલા દશ બાર બ્રાહ્મણ પ્રવેશ કરે છે )

**મોદકાનંદ**—( આમતેમ જોઇ ) અરે ભારતીભટ્ટ, ભોમભટ્ટ સોમભટ્ટ, ચાલો ચાલો. ગુરૂદેવે ભણાવ્યું છે કે "शत विहाय भोक्तव्यम्" તે ભૂલી ગયા કે શું ? અમે તો એ યથાર્થ શીખ્યા છીએ. કેમ આવવું છે, કે જઇએ ? ( सा )

**સર્વદ્વિજ**—સત્યં સત્યં. ( મંત્રાનંદને જોઇ એક પછી એક ) અમે તમારે સારૂં ઘણું કર્યું છે હો. અરે અમે હઇએ નહિ તો પાંચાલી-પ્રસન્ન થાયજ નહિ. ભાઇ ઘૃતનો ઘાટ તો અમેજ ઘડી બતાવ્યો'તોને. સ્મરવર્ધકને ઉંઘા બાંધનાર અમેજ. જો અમને ભૂલી ગયા તો હતા એવા થયા એમ જાણવું. તમારૂં ગાયું અમે ગાયું અને લોગશ મહર્ષિના કોપ-પાત્ર થયા. જોજો, સંભાળજો નીકર હતા તેવા થશો ( या )

---

મંત્રાનંદ રાક્ષસ છે એ વાતના ભોમિયા છીએ, એ તો રખેને એમના કહેવાનો અર્થ નથી, એવો મંત્રાનંદને શક ઉપજેછે. 'અમે એને વિષે કંઇનું કંઈ સાંભળ્યુ છે,' આ વાક્યમાં પણ ઉપરના જેવોજ ભ્રમ છે

( वा ) બ્રાહ્મણોના બોલવા ઉપરથી મંત્રાનંદ ગભરાય છે, કેમકે તે એમ માનેછે કે બ્રાહ્મણોએ મારૂં બોલેલું ( ૧૪ મા શ્લોકનું ) સાંભળ્યું છે, અને તેથી તે કહેછે ભાઈઓ ઈ૦.

( मा ) ભારતીભટ્ટાદિ—ભારતીભટ્ટ વગેરે બીજા બ્રાહ્મણો અરે ઈ૦—આપણે કહીએ છીએ કંઇનું જૂદું ધારીને અને એ સમજે છે એ કંઇક જૂદું. ( मा ) "शत विहाय भोक्तव्यम्"—સો કામ પડતાં મૂકીને ખાઇ લેવું.

( या ) મંત્રાનંદે બ્રાહ્મણોને મળીને સ્મરવર્ધકને દવકો પાડવાને ઘી સંતાડયુ હતુ અને પાછળથી તે શોધી આપ્યું હતું, એ વાત અહીં સ્પષ્ટ કરે છે ભાઈ ઈ૦ આ વચનો સર્વ દ્વિજના છે અને તે અનુક્રમે લેવાના છે. એ રીતે કે—

મંત્રાનંદ—(સભય) દ્વિજ દેવો! જેમ છે તેમનું તેમ રાખશો તો હું કોઇને ભૂલી જવાનો નથી. હું સ્વાદ લઇ તૃપ્ત થાઉં અને ત્યાર પછી તમારે દુઃખ દેખવાનું જ તો ક્યારે મને કહેજો! હું કોઇનેય ભૂલું એવો નથી હો. ! (रा)

(વિદ્યાધર પ્રવેશ કરીને)

વિદ્યાધર—(નમસ્કાર કરી) ભૂદેવો! હું દર્ભાદિ નદીમાં નાખી આવ્યો માટે હવે ચાલો ભોજનાદિ આરોગી લઇયે (મંત્રાનંદ ભણી જોઇ) તમે યજમાનપત્નીને મળી આવ્યા કે હવે જવાના છો? (ला)

મંત્રાનંદ—તમારા વિના ન જવાય? ચાલો હવે સાથેજ જઇયે છીએ.

સદાશિવ—અરે ભાઇ એમના વિના તમે ઘણુંએ ભટક્યા છો અને ગયા છો, કિંતુ પુણ્યના કર્મ આડું પડ્યું છે. બાકી ક્યાં મંત્રાનંદ અને ક્યાં પાંચાલીનું પ્રસન્ન થવું! (वा)

(સ્મરવર્ધકનું પ્રવેશ કરવું).

સ્મરવર્ધક—(મંત્રાનંદ ભણી જોઇ) મહારાજ મોદકિયા મળશે.

---

સર્વ દ્વિજ—સત્યં સત્યં.
૨ જો દ્વિજ—અમે તમારે સારૂં ઘણું કર્યું છે હો.
૩ જો દ્વિજ—અરે અમે હઇએ નહિ તો પાંચાલી પ્રસન્ન થાયજ નહિ.
૪ થો દ્વિજ—ભાઇ ધૂતનો ઘાટ તો અમેજ ઘડી વાળ્યો તોને.
૫ મો દ્વિજ—સ્મરવર્ધકને ઊંધા પાટા બંધાવનાર અમેજ.
૬ ઠ્ઠો દ્વિજ—જો અમને ભૂલી ગયા તો હતા એવા થયા એમ જાણવું.
૭ મો દ્વિજ—તમારૂં ગાયું અમે ગાયું અને સોમગમહર્ષિના કોપપાત્ર થયા.
૮ મો દ્વિજ—જોજો, સંભારજો, નીકર હતા તેવા થશો.

(रा) જેમ છે તેમનું તેમ—અર્થાત્ ગુપ્ત. હું કોઇને ભૂલી જવાનો નથી—તમને બધાને ખાઇ જઇશ. એજ અર્થ વિસ્તારથી કહેછેઃ હું સ્વાદ લઇ ઇ૦.—મતલબ કે તમે જીવતાજ નહિ રહો તો દુઃખ દેખવાનું શાનું રહેશે? (ला) યજમાનપત્નીને—દ્રૌપદીને.

(वा) વળી પાછળના જેવુંજ વહેમ ઉપજાવે એવું વાક્ય સદાશિવ પણ બોલે છે. અરે ભાઇ ઇ૦.

(વિચાર કરી સ્વગત) અરે પણ પાંચાલી ની આના પરની પ્રસન્નતાને હું કેમ વીસરી જાઉં છું ! (પ્રકાશ) મંત્રાનંદ ! હવે અમને મોદક ગળગે કે તમને એકલાને. "જૂના ઝાડના મૂળ ઉંડા" જાણી સંભાળશો તેમાં તમનેજ લાભ છે.

મંત્રાનંદ—અરે એમ શું બોલો છો ? સૌથી પેહેલા તમે. અમે નાના પેટના છીએ એમ સમજશો મા ! (શા)

સ્મરવર્ધક—પેટ તો અમારા ભીમ મહારાજનું તમારાથીએ મોટું છે પણ-(એવે સહદેવ પ્રવેશ કરી સવને નમન કરે છે.) (ષા)

સહદેવ—(સકોપ) અલ્યા સ્મરવર્ધક ! તને આ દ્વિજદેવોને બોલાવા મોકલ્યો છે તે ભૂલી જઇ વાતોના તડાકા માર્યા કરે છે કે ? (હાથ જોડી સર્વ દ્વિજને) ભૂદેવા ! ભોજન સમય થયો છે માટે કૃપા કરી પધારશો. (મંત્રાનંદ ભણી જોઇ) મહારાજ ! તમારૂં સ્મરણ દ્રુપદનંદિની કર્યા કરે છે માટે મારી સાથે આવવાની કૃપા કરશો.

સર્વ દ્વિજ—હા મહારાજ અમારે કંઈ વાર નથી. ભારતીભટ, ભોગભટ, સોમભટ, મોદકભટ, ચાલો ચાલો (તુણીપાત્ર વગાડતા અને આનંદ પામતા સર્વ ચાલ્યા જાય છે).

(સરાવરમાથી કમળ તોડતો તથા વનરાજીની ઉપવન જેવી શોભા જોતો ભીમ પ્રવેશ કરે છે) (સા)

ભીમ—(કમળને જોઈ) અરે આ કમળની શોભા અલૌકિક છે. (બીજા કમળને જોઇ) હા ! આ કમળ કરમાઇ ગયેલું સતાં શોભાનો ત્યાગ કરતું નથી. મારે તો અધુના આવાજ અબ્જનો ઉપભોગ લેવ નો છે, માટે આ પ્રફુલિત થયેલા અને પોતાની સ્મરિકતાથી બીજા કંજોનું ઉપ-

---

(શા) સૌથી પેહેલા તમે—અર્થાત્ સૌથી પેહેલો નાશ તમારો કરીશ.

(ષા) પેટ છે—આ વાક્ય સ્મરવર્ધક તો સામાન્યરીતે બોલે છે પણ મંત્રાનંદના વાક્યનો ઉત્તર એમા થઇ જાયછે જેમ કે, મંત્રાનંદ કહેછે કે "અમે નાના પેટના નથી—તમને ખાઇ જઇએ એવા છીએ" ત્યારે સ્મરવર્ધક કહે છે કે "અમારા ભીમનુ પેટ તમારાથી મોટું છે—તને પણ ભીમ ખાઈ જાય એવો છે".

(સા) પ્રવેશ ૫ મો—ઉપવનનો દેખાવ. વનરાજી—વનની પંક્તિ-વનમાં ઉગેલી વનસ્પતિની હારો. ઉપવન જેવી—બાગ જેવી

હાસ કરતા આ અમલ કમલનો મારે ત્યાગ કરવો જોઇએ. (સારાં કમળનો ત્યાગ કરી) અરે, તમે શું મારો ઉપહાસ કરો છો ? પણ જુઓ જુઓઃ—(હા)

શ્લોક.

વન પંકજ ફુલા, દિન નવ રૂડા, ભાગ્યજ ભુંડા, હાસ્ય તજી;
આનન તારા સમ, ખાઈ કહું સમ, પ્રાણપ્રિયા મમ, સાજ સજી,
રે પ્રમુદિત પંકજ, ભય ધરય આ ગજ, મરદી કરું રજ, ક્ષત્રી હજી;
તુજ સમ સુખનયની, અધિક સુવયની, રાજિતઅયની, રમ્ય ભજી. ૧૪

અપિચ—

શ્લોક.

મ્લાન કમળ આનંદદાયી તું, આ અવસર અગને વા'લા;
ગાનવતી મદિરા મુખ તુજ સમ, કરમાયું છે હા કલા!

---

(હા) અહીં ભીમ કમળ સાથે દ્રૌપદીને સરખાવે છેઃ અરે ઇ૦—(જેમ દ્રૌપદીની શોભા સ્વાભાવિક છે તેમ) હા ઇ૦—(જેમ દ્રૌપદી વનવાસનું સંકટ વેઠતાં છતાં પોતાના સૌંદર્યનો ત્યાગ કરતી નથી તેમ) અધુના—હમણાં. આવાન્ય—કરમાઇ ગયેલા. અબ્જનો—કમળનો. કંજોનું—કમળોનું, અમલ—નિર્મળ. આ પ્રવેશમાં ભીમ તથા દ્રૌપદીનો શૃંગાર વર્ણવવાનો આ ઉપક્રમ છે વન, કમળ, એ શૃંગારના ઉદ્દીપન વિભાવ છે. આ વાક્યમાં પ્રસિદ્ધ અર્થ કમળને લાગુ પાડનારો છતાં બીજો અપ્રસિદ્ધ અર્થ દ્રૌપદીને લાગુ પડે છે માટે શોભા નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે.

૧૪ પાછળ કહેલા અર્થને સ્પષ્ટ કરે છે. શ્લોક—ત્રિભંગી છંદ. વન પંકજ ઇ૦—હે ફૂલા વનપંકજ (વનકમળ) તારા દિન રૂડા નથી પણ ભુંડા છે એમ તું હાસ્ય તજીને ભાગ્ય (વનકમળ પોતાની પ્રિયા દ્રૌપદીના મુખ જેવી શોભા ધારે છે તેથી ઇર્ષ્યા લાવીને ભીમ તેના પર ગુસ્સે થયો છે, એમ વર્ણવ્યું છે) આનન ઇ૦—હું સમ ખાઇને કહું છું કે મારી પ્રાણપ્રિયા તારા સમ આનન (મુખ) નો સાજ સજી (રહેલી છે) ઉપમા. પ્રમુદિત—હર્ષિત ભય ધરય ઇ૦—હું હજી ક્ષત્રિયરૂપી ગજ (હાથી) છું માટે તને મરદી (ચોળી નાખીને) તારી રજ (ભૂકો) કરું છું, માટે તું ભય ધરય રૂપક અને પરિણામાલંકાર તું એમ કહેશે કે મારો નાશ કરીને તમે શું કરશો ? તો, તુજ ઇ૦—તેનું (મારી પ્રિયાનું) તારા સમાન મુખ અને નયન છે અને અધિકમાં, તે રાજિત (શોભિત) અયન (ગમન) વાળી, સુંદર વયવાળી છે અને રમ્ય છે, તેને મેં ભજી છે અર્થાત્ તારૂ મારે કાંઇ કામ નથી. દ્રૌપદીના સૌંદર્ય ગુણનું કીર્તન કર્યું છે માટે ગુણકીર્તન નામે નાટ્યલક્ષણ વર્ણાયું છે

ભાન ભૂલતો ભાગિની વાળી થાશે, આ કરમાયેલી નિર્ગંધા,
વા વિધુ વળશે સુખ ગળશે, મ્લાન કમળ ને ક્યાં બાલા! ૧૫

(વસતિકા પ્રવેશ કરીને)

**વસતિકા**—(નમન કરી) મહારાજાધિરાજ! મારી વયસ્યા કૃષ્ણાએ કહાવ્યું છે કે ભોજન કરી રહેલા ભૂદેવો ગયા છે અને હવે થોડુંક કામ બાકી છે તે પરવારી લઈ હું સત્વર આવું છું વળી તેણે કહ્યું છે કે મારે કાજે આર્યપુત્રે ખોટી થવું પડ્યું તેની ક્ષમા કરશો (કિ)

**ભીમ**—શાબ્દિ! તારી નમ્રતા તો ભાર પરત્વેજ હોય છે, કિન્તુ પ્રિયાની નમ્રતા તો સર્વ કાલ સરખીજ જોવામાં આવે છે વસતિકા! વારુ એ તેમ કહુંજ છે, કિંતુ કહે જોઈએ કે તું આ વનમાં વસનારી સતે નાગરીનિ જાણનારી કેમ જણાય છે? (નિશ્વાસ નાખી) અમારી માલતીનું તને જોઈને મને સ્મરણ થાય છે! (ખિ)

---

૧૫ અપ્રિય—વળી શ્લોક—રુચિરાર્ઠ હવે કરમાયેલા કમળની સાથે દ્રૌપદીને સરખાવી પણ તેનાથી દ્રૌપદીની અધિકતા વર્ણવે છે મ્લાન ઇ૦ મ્લાન—કરમાયલું માનવતી મહિલા—(દ્રૌપદી) હા કાના'—(કમળનું સંબોધન) કરમાયલા કમળ સાથે સરખાવો કરીને હવે તેથી અધિકતા વર્ણવે ભાન ઇ૦—અરે હું આ વર્ણન કરતાં ભાન ભૂલતો કેમકે કાનાંતરે મારી ભગિની તો પાછી બની (સુંદર—ખીલેલા કમળ જેવી) થશે પણ આ નિર્માલ્ય (તુચ્છ) કમળ તો કરમાયલુંજ રહેવાનું મ્લાન કમળ ઈ૦—ક્યાં કરમાયલું કમળ અને ક્યાં બાલા (દ્રૌપદી)? અર્થાત્ કરમાયલા કમળ સાથે એની સરખામણી ઘટતીજ નથી!

(કિ) વસતિકા—દ્રૌપદીની દાસી વયસ્યા—સખી કૃષ્ણા દ્રૌપદી ભૂદેવો—બ્રાહ્મણો આર્યપુત્રને—ભીમને

(ખિ) શાબ્દિ!—હે ડાગરના છોડ! ભારપરત્વે ઈ૦—જ્યારે તારા પર દાણાનો ભાર થાય ત્યારે તું નમે છે કિન્તુ—પણ તેમ કહું જ છે—ક્ષમા કરીજ છે સતે—છતાં રાજરીતિ જાણનારી—રાજકુળને યોગ્ય વિનય બતાવનારા શબ્દો બોલનારી વસતિકાના વાક્યમાં મહારાજાધિરાજ, વયસ્યા આર્યપુત્ર, ક્ષમા કરશો ઇત્યાદિ શબ્દો તેના રાજરીતિજ્ઞપણાના ઉપદર્શક છે વનમાં આ દાસી દુર્ભિક્ષ છતાં ક્યાંથી મળી? એવો વાચનારનો સંશય દૂર કરવા માટે આ વાક્ય મૂક્યું છે! માલતી—પૂર્વાવસ્થામાં દ્રૌપદીની સખી

**વસંતિકા**—(નમન કરી) મહારાજ હું સૂતસુતા છું. મારા પિતા રાજસેવાથી વિરામ પામી આ તપોવનમાં તપ કરવા આવ્યા ત્યારે હું તેમની સેવા કરવા અહીં આવી રહેલી છું. (ગિ)

**ભીમ**—અસ્તુ. પણ વસંતિકા! જો આ વેલી મારી અવગણના કરે છે તેને તું વારય, નીકર સહકાર સુદ્ધા હું એનો નાશ કરીશ. અરે જો જો—(ઘિ)

શ્લોક.

શું નવ દેખે એ, નવ લેખે એ, દુખિયા ગો આ ભીમ!
રે ઉવેખે શું, દીન પેખે શું, વીસરી મારો નીમ?
પતિ ભાળે પ્રેમે, વલ્લી એમે, જાણે નવ કંઇ સીમ!
તવ એ શે ક્ષેમે, રે' સુખ વે'મે, તોડું આ ગડ ભીમ. ૧૬

(એટલું કહી વલ્લીને તોડી નાખે છે અને પવન આવવાથી સહકારના નમેલા ડાળ પર કોપ કરે છે.) (ઙિ)

---

(ગિ) સૂતસુતા--સૂત જાતિના મનુષ્યની પુત્રી.

(ઘિ) અસ્તુ--તેમ હો-ભલે--ઠીક આમ્રાને વીંટાયલી વેલીને જોઇ ભીમ કહે છે. જો આ વેલી ઇ૦. અવગણના—તિરસ્કાર. અર્થાત્ હું દ્રૌપદીવિયોગી છતાં એ પોતાના પતિ સહકાર સાથે કેમ વીંટાઈ છે? સહકાર—આંબો.

૧૬ શ્લોક—મરહઠ્ઠી લેખે—ગણે દીન ઈ૦—શું મને એ દીન (ગરીબ) પેખે છે? અથવા શું મારો નીમ (ક્રોધ ઉપજે ત્યારે ભલુંબુરું કાંઇ ન જોતાં હું ગમે તેનો નાશ કરૂં, એવો મારો નિયમ) એ વેલી વીસરી ગઇ છે? તે વલ્લી પોતાના પતિને પ્રેમથી ભાળે છે, પણ એમે એ કાંઇ સીમ (મર્યાદા) જાણતી નથી! તવ એ (વેલી) શે (શામાટે) ક્ષેમે (કુશળતામાં) રહે? ત્યારે શામાં રહે? સુખવે'મે રહે—સુખના વહેમમાં રહે અર્થાત્ એને સુખ મળે નહિ. કેમ ન મળે? તોડું ઇ૦—આ ભીમભટ એ વેલીને તોડે છે.

(ઙિ) કોપ કરેછે—આંબાનું ડાળ પવનથી નીચું નમેછે તે, ભીમે તોડી પાડેલી વેલીને ઉંચકી લેવાના હેતુથી નમે છે, એમ માનીને ભીમ તેના પર કોપ કરે છે

**પાંચાલી**—( આલિંગન કરી) દુખિયાંએ સુખિયાંનું સુખ જોઇ શા કાજે સંતાપ કરવો ! જેને દૈવ અનુકૂળ હોય તે સુખભોગ ભોગવે, અને જેને પ્રતિકૂળ હોય તે દુઃખદિનનો અનુભવ લે, તેમાં સુખદુઃખ ભોગવનારને દુઃખસુખ દેવા પ્રવૃત્ત થવું એ તો " પખાલીને વાંકે પાડાને ડામવા જેવું છે. " ( છિ )

**ભીમ**—( નિઃશ્વાસ નાખી ) પ્રિયા ! તારૂં કેવું સત્ય છે. ( એવે ચક્રવાકની બૂમો સાભળી ) હાં ઠીક; જો જો પ્રિય ! શ્રવણ કરયઃ-

શ્લોક.

વિરહ વપુ વિશેષે, વ્યાપિયો વા'લી જો જો !
ચપળ ચતુર ભૂલ્યો, એ ચતુરાઇ જો જો !
પ્રિય પ્રિય પ્રિય પ્રિયા, એ રટે પ્રેમી જો જો !
ઝટપટ તજ સંગે, એ દશા મારી જો જો ! ૧૯

**પાંચાલી**—( આલિંગન કરી ) આર્યપુત્ર ! હું સારી રીતે જાણું છું કે વિરહવ્યાધિની પીડાથી સકલ પ્રાણધર પ્રાણી જ્ઞાનશૂન્ય થાય છેજ. પણ પ્રિયતમ ! એક પરમાર્થનું કામ ન કરો ! ( જિ )

---

આદિમાં ' મને, મને, તને, તને, ' એવા યમક આવ્યા છે માટે આદિયમક શબ્દચિત્ર. શ્લોકની ચોથી લીટીનો તેરમો અક્ષર અસલ લખેલી પ્રતમાં છેકાઇ ગયેલો છે તેથી બરોબર બેસતો નથી. પણ ' મેં ' જેવું કાંઇક માલમ પડવાથી અને એ અક્ષરથી અર્થ ભંગ ન થવાથી તે અક્ષર અહીં કાયમ રાખ્યો છે; પણ ત્યાં આગળ કોઇ લઘુ અક્ષર હોવો જોઇએ.

( છિ ) તેમાં ઇ૦—સુખ ભોગવનારને દુઃખ અને દુઃખ ભોગવનારને સુખ દેવા પ્રવૃત્ત થવું.

૧૯ શ્લોક—માલિની અક્ષાર સુધી ભીમની મદ નામે કામદશા વર્ણવી છે, તે તેના મુખથી કહેવરાવે છેઃ વિરહ ઇ૦—હે વા'લી ! જો જો, તારો વિરહ મારા વપુ ( શરીર ) માં વિશેષે કરીને વ્યાપ્યો, તેથી હું ચપળ થઈને ચતુર છતાં ચતુરાઈ ભૂલ્યો. કોની પેઠે તે બતાવેછેઃ પ્રિય ઈ૦—એ પ્રેમી ( ચક્રવાક ) પ્રિય પ્રિય પ્રિય એમ રટેછે, હે પ્રિયા તે તું જો, જો એ દશા—ચક્રવાકના જેવી વિરહોન્મત્ત દશા

( જિ ) પ્રાણધર—પ્રાણને ધારણ કરનારા. પરમાર્થનું—પરોપકારનું.

**ભીમ**—પ્રિયા ! આ જો આપણું ઉપહાસ્ય કરેછે. (ક્ષિ)

શ્લોક.

મધુમાલતી સહકારે, ઊંચી નીચી થઇ પ્રિયા ! ભેરે,
હાસ્ય કરે શા કાજે ? હું કે'તો ભેદ તોડી કરૂં છેરે. ૨૦

**પાંચાલી**—ભલે પ્રાણનાથ ! એ પણ એના પતિને મળી સુખભોગ ભોગવે. જો* તમારી આજ્ઞા હોય તો હું જઇ એની અને સહકારની વચમાં વાયુએ કોક કોક જગોએ અંતર પાડેલું છે તે પીટાડી આવું, પણ પ્રાણનાથ ! પેલું પરમાર્થનું કામ તો તમારે કરવું પડશે હો !

**ભીમ**—(સસ્મિત) જા જા પ્રિયા ! એ છૂટી પડી ગયેલી વલ્લીઓને સહકાર સાથે જોડી દે જોઇએ.

**પાંચાલી**—(આમતેમ જોઇ) અરે વસંતિકા કેમ જણાતી નથી ? એ કહ્યા વગરજ જતી રહી કે શું ? લાવ ત્યારે હુંજ બીજાં સર્વ સુખ તજ્યાં છે તેમ પતિમિલનસુખ પળવાર વીસરી પરમાર્થ કરી લઉં. (મધુમાલતી કને જઇ તેના એક બે છુટા વેલાને આંબા સાથે વળગાડે છે.) (જિ)

**ભીમ**—પ્રિયા ! હવે એટલું; ચાલ્ય ચાલ્ય, વેહેલી ચાલ્ય. (ટિ)

---

(ક્ષિ) ભીમ દ્રૌપદીના વાક્ય તરફ લક્ષ્ય ન આપતાં પોતાના વિરહગ્રહની દશામાંજ બોલે છે, પ્રિયા ઇ૦.

૨૦ શ્લોક—ગીતિ. મધુમાલતી—એ નામની વેલી. હાસ્ય કરે ઇ૦—એ શા માટે મારૂં હાસ્ય કરે છે ? પવનથી હાલતી વેલી વિષે ભીમનું હાસ્ય કરવાની સંભાવના કરી છે માટે ઉત્પ્રેક્ષા. હું તો વિયોગી છે અને મારા સ્વામીને હું તો આવું સુખ આપું છું. 'તું મને એવું સુખ આપ' એ ભીમનો વ્યંગ્યાર્થ છે. *દ્રૌપદીની બુદ્ધિ પરમાર્થમય થઈ છે તે સૂચવે છે જો તમારી ઇ૦.

(જિ) વસંતિકાનું ગમન વર્ણીને એકાંતરૂપ શૃંગારનો ઉદ્દીપન વિભાવ વર્ણ્યો છે.

(ટિ) ભીમની ઉત્કંઠા વર્ણવેછે: પ્રિયા ઇ૦.

**પાંચાલી**—( માનપૂર્વક ) આવીએ છીએ; શું ખાદું ગોણું થઇ જાય છે તે ! અમારૂં કે'વું તો કાનેય કોણ ધરે છે ! ( ટિ )

**ભીમ**—( કને આવી હાથ ઝાલી લઈ જાય છે ) પ્રિયા ! કહે તારૂં શું કાર્ય કાને ન ધર્યું ? કહે તો ખરી. ( અંગુલીથી અધર હલાવી ) કે' કે' બોલ્ય બોલ્ય; કેમ નથી બોલતી ? ( ઠિ )

**પાંચાલી**—( સલજ્જ ) મારે મારૂં કંઇએ કામ તમારી કને કરાવવું નથી.

**ભીમ**—અરે તારૂં હોય કે પારકું, પણ કહે તો ખરી; જા ગમે તેવું હશે તો પણ તે કરીશું.

**પાંચાલી**—(આલિંગન દઇ) આર્યપુત્ર ! એક પરમાર્થ કરવાનો છે.

**ભીમ**—( સસ્મિત ) પ્રથમ સ્વાર્થ કે પરમાર્થ ? ના ના પરમાર્થજ; પરંતુ તમે અમારો પરમાર્થ કરો તો અમે તમારો ધારેલો પરમાર્થ કરીએ, ( હનુએ અંગુલિ મારી ) કેમ પ્રિયા ! ખરૂં છે કની ? ( ઢિ )

**પાંચાલી**—( સકોપ ) સ્વાર્થ થવાનાં તો છેટાંરતો ! ( નીચું જોઇ ) તમારોજ ન્યાય ન્યાય કે " પેહેલું મારૂં ને પછી તારૂં. "

**ભીમ**—( આલિંગન દેઇ ) પ્રિયા ! કહી નાખ્ય કહી નાખ્ય. પ્રથમ પરમાર્થ કરવો એવી શાસ્ત્રાજ્ઞા પણ છે, માટે કે' કે'.

**પાંચાલી**—આર્યપુત્ર ! ( એટલું બોલી અટકી જઇ નીચું જુએછે ).

**ભીમ**—( તેનું મો ઉંચું કરી પોતાના ભણી ફેરવી ) પ્રિય કે' કે'; જા ગમે તેવુ કાર્ય હશે તે પણ હું અવશ્ય કરીશ.

**પાંચાલી**—( સલજ્જ ) જો કરવાનુંજ કહોછો તો લ્યો કરો, કે તમારા સ્મરવર્ધકનું તમામ કામ મારો મંત્રાનંદ કરે: અને તેના પર

( ટિ ) સંયોગશૃંગારનું પ્રણયમાન વર્ણ્યું છે: આવીએ છીએ ઈ૦.

( ઠિ ) શૃંગારના અભિનય વર્ણ્યેછે: કને ઈ૦.

( ઢિ ) અમારો પરમાર્થ—અમારો ઇચ્છેલો મુખ્ય અર્થ. તમારો ધારેલો પરમાર્થ—પરોપકાર. હનુ—હડપચી. ભીમે મનનો અભિપ્રાય અભિનયથી કહી જણાવ્યો છે માટે **મનોરથ** નામે નાટ્યલક્ષણ વર્ણાવ્યું છે.

મહારાજા પ્રેમની નજરથી જુએ, એટલુંજ કરી આપો એ બિચારો કેવો ભાગરો અને ગરીબ છે! (ણિ)

**ભીમ**—(સસ્મિત) અહો એજ તારો પરમાર્થ કે? પણ પેલા સ્મરવર્ધનનું અહિત થાય તો પછી તે પરમાર્થ થયો શી રીતે કહેવાય?

શ્લોક

કોઇનો અર્થ ના સીઝે, ભલે થાય જ સર્વનું,
પરમાર્થ પ્રિયા એ તો, માનું અન્ય અપર્વનું. ૨૧

**પાંચાલી**—(સકોપ) હા, એ તો હું જાણુંછું કે "કાર્યને કારણ સાથેના સાથેજ હોય છે" વારુ હવે પછી કંઇ કે'વાનું છે? (તિ)

**ભીમ**—(આલિંગન દેઇ અને દ્રૌપદીના મનામણાંને છળી જવાનું કરે છે) પ્રિયા! સ્મરવર્ધકનું કાર્ય કરવું એ તો મારા આનંદને પણ એટલુંજ કાર્ય સોંપનાર આમ તો તારે કંઇ વાંધો છે?

**પાંચાલી**—(વિચાર કરી) ના મારે કંઇ વાંધો કે વચકો નથી; જ્યારે ત્યાં એ પ્રિયાનું કાર્ય થાય એટલુંજ મારે તો કે'વાનું છે.

**ભીમ**—વિશ્વાસ ન આવતો હોય તો લે આ વચન. જા, મહારાજને ગમે તેમ કહી એનું એટલું કાર્ય હું અવશ્ય કરીશ

**પાંચાલી**—આર્યપુત્ર! વિશ્વાસે તો વેરાન વગડામાં સાથે આવ્યા છીએ, અને તમારામાં વિશ્વાસ ન રાખીએ તો કેમ પરવડે?

---

(ણિ) અહીં સ્નેહભરેલા વાક્યથી દ્રૌપદી અર્થ સિદ્ધ કરેછે, માટે **અનુનય** નામે નાટ્યલક્ષણ વર્ણવ્યું છે

૨૧ શ્લોક—અનુષ્ટુપ્. સીઝે—બગડે અપર્વનું—નહિ આનંદ આપનાર—શ્રેષ્ઠ નહિ એવું

(તિ) કાર્ય ઇ૦—કોઇ પણ કાર્ય થાય તે પૂર્વે તેનું કારણ હોવુંજ જોઇએ એવો પદાર્થવિદ્યાનો ન્યાય છે અહીં દ્રૌપદી કહેછે કે મારો કહેલો પરમાર્થ ન કરવામાં સ્મરવર્ધકનું અહિત કારણ તમે આગળ ધરોછો, તે કેવળ મારું કાર્ય ન કરવાનું એક બ્હાનું છે વારુ ઇ૦—(દ્રૌપદીનું રીસનું વચન) અર્થાત્ તમે મારાથી સુખ ન લેઇ શકો એ કાર્યનું કારણ પણ 'મારો કહેલો પરમાર્થ તમે સિદ્ધ ન કર્યો' એ જાણવું

**સામ્યનાથ**—ભ્રાતા વિશ્રામનાથ! તું જાણતો હોય તો કહે જોઇએ, કે દીપનો પુત્ર પ્રકાશ થતાં કયું અંતર નડયું કે કાજળ થઇ ગયો? શિવ શિવ! ક્યાં ભીમ અને ક્યાં તેનો સુત ઘટોત્કચ! મેં જ્યારે એને પ્રથમ જોયો ત્યારે મારી તો આંખો મીચાઇ ગઇઓ, અને બુદ્ધિ પણ સર્વ અંગમાંથી સટકી ગઇ હતી! (મિ)

**કામ્યનાથ**—અલ્યા સામ્ય..! એ વાતની એને ખબર નથી. સેને હું જ તને સર્વ વૃત્તાંત કહી સંભળાવું છું. હિડિંબા રાક્ષસીનો અનુરાગ વૃકોદર ઉપર વધી પડયો અને એ રત્નની નીપજ થઇ! અરે પ્રભુ! જો આજજ એને જોઇ તાન નહિ આવે તો અવશ્ય પંચદ્રીનો સંકલ્પ સમર્પણ કરીશ. (એને પગના ધબકારાથી પૃથ્વી કંપતી જણાયછે અને ઘનગર્જનાવત બે જણ બોલતા સંભળાય છે) (મિ)

(જવનિકાંતર્ગત)

**ભીમ**—હાં હાં ઘટોત્કચ એ આશ્રમના મૃગ જેવો જણાય છે; એનું નીડરપણું તને ડર નથી ઉપજાવતું? (વિ)

---

એવો વિચાર તે કરેજ શાનો? કેમકે તે તો રાક્ષસ હોવાથી પાપપુણ્ય જાણેજ નહિ!

(મિ) દીપનો ઇ૦—જેમ દીવાથી પ્રકાશની ઉત્પત્તિ થાય, પણ તે પ્રકાશની જ્યોતિના વચમાં કાંઇ પદાર્થ ધરવામાં આવે તો તેને પ્રકાશ નહિ, પણ કાજળ વળગી આવે, માટે દીવાનો પુત્ર પ્રકાશ થાય, પણ અંતર નડવાથી કાજળની ઉત્પત્તિ માની છે, તેમજ ભીમનો પુત્ર ભીમ જેવો થવો જોઈએ તે ન થતાં કયો અંતર નડવાથી રાક્ષસ થયો? આંખો મીચાઈ ગઇ—ભયાનકરૂપ ન જોઈ શકાયાથી.

(મિ) અનુરાગ—પ્રીતિ. વૃકોદર—ભીમ એ રત્નની—ઘટોત્કચરૂપી પુત્રરત્નની.

(વિ) જવનિકાંતર્ગત—પડદામાં. એનું ઇ૦—મૃગ આપણને જોયા છતાં પણ નીડર છે. એથી શું તને એમ નથી સમજાતું કે એ આ આશ્રમમાં રહેનારા મહામુનિના આશ્રય નીચે છે, અને જો એનો ઘાત કરવામાં આવે તો મુનિ આપણને શાપથી બાળીને ભસ્મ કરી નાખે?

**સર્વ શિષ્યો**—( સભય ) હાય ! એ તો આવ્યા. એમની સાથે કોણ વાત કરશે કોણ ?

( એવે ધનુષ્યબાણ સજ્જ કરેલા ભીમ, ઘટોત્કચ પ્રવેશ કરે છે અને આંખો મીચી દઈ કંપતા મુનિકુમારોને જુએ છે. )

**ભીમ**—( નમન કરી ) ભૂદેવો ! અમારા પ્રણામ અંગીકાર કરો. ધન્ય ભાગ્ય અમારાં કે આજ અમે સપ્તર્ષિ જેવા સપ્ત મુનિકુમારનાં દર્શન કરીએ છીએ. ( રિ )

**કૃશભટ**—ભદ્ર ( સર્વ ) ભવતુ ( લિ ).

**ભીમ, ઘટોત્કચ**—( નમન કરી ) ભૂસુર ! અમારા જેવું કંઇ કાર્ય અમને કહેશો તો અમારા પર મોટી કૃપા કરી એમ સમજી શું. ( નિ )

**પુષ્ટભટ**—( ઉંચો હાથ કરી ) મહારાજનો જય થાવ. કુરકુલમણિમાં નમ્રતાનો નિવાસ ન જોનારનાં નયન નહિ કિંતુ મયૂર પીછના ચાંદલાજ માનવા ઉચિત છે ! ચંદ્રમણિ ! અમારા આચાર્ય આનંદાશ્રમે ( તુંબીપાત્ર બતાવી ) આ અભિમંત્રણોદક મોકલી તમારી કુશળતા વાંચ્છી છે ( શિ )

**ભીમ, ઘટોત્કચ**—( નમન કરી તુંબીપાત્રમાંનું જળ લઇ આંખે તથા શરીરે ચોપડી ) આચાર્યે અમારા પર મોટી કૃપા કરી.

---

( રિ ) સપ્તર્ષિ—કશ્યપ, અત્રિ, વશિષ્ઠ, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, વિશ્વામિત્ર

( લિ ) ભદ્રંભવતુ—કલ્યાણ થાઓ. કૃશભટ ભદ્ર એટલું બોલીને અટકી જાય છે અને બીજા બધા ભવતુ કહીને આશિર્વચન પૂરું કરે છે.

( નિ ) ભૂસુર !—હે બ્રાહ્મણો !

( શિ ) કુરકુળમણિમાં—કુરકુળમાં મણિ જેવા. ચંદ્રમણિ—ચંદ્રવંશમાં ઉત્પન્ન થયેલા મણિ જેવા ચંદ્રકાંત મણિ જે અતિ શિતળ હોય છે તેને પણ ચંદ્રમણિ કહેછે. ભીમને ચંદ્રમણિ કહેવામાં મુનિકુમારનો એવો આશય સમજાય છે કે તમે અમારા ઉપર કૃપાદૃષ્ટિથી જોનારા છો. અભિમંત્રણોદક—મંત્રેલું પાણી.

**સામ્યનાથ**—ભ્રાતા વિશ્રામનાથ! તું જાણતો હોય તો કહે જોઇએ, કે દીપનો પુત્ર પ્રકાશ થતાં કયું અંતર નડયું કે કાજળ થઇ ગયો? શિવ શિવ! ક્યાં ભીમ અને ક્યાં તેનો સુત ઘટોત્કચ! મેં જ્યારે એને પ્રથમ જોયો ત્યારે મારી તો આંખો મીચાઇ ગઇઓ, અને બુદ્ધિ પણ સર્વ અંગમાંથી સટકી ગઇ હતી! (૧)

**કામ્યનાથ**—અહા ગામ્યનાથ! એ વાતની એને ખબર નથી. એને હું જ તને સર્વ વૃત્તાંત કહી સંભળાવું છું. હિડિંબા રાક્ષસીનો અનુરાગ વૃકોદર ઉપર વધી પડ્યો અને એ રત્નની નીપજ થઇ! અરે પ્રભુ! જો આજ જ એને જોઇ તાન નહિ આવે તો અવશ્ય પંચરુદ્રીનો સંકલ્પ સમર્પણ કરીશ. (એને પગના ધબકારાથી પૃથ્વી કંપતી જણાયછે અને ઘનગર્જનાવત્ બે જણ બોલતા સંભળાય છે) (૨)

(જવનિકાંતર્ગત)

**ભીમ**—હાં હાં ઘટોત્કચ એ આશ્રમના મૃગ જેવો જણાય છે; એનું નીડરપણું તને ડર નથી ઉપજાવતું? (૩)

---

એવો વિચાર તે કરેજ શાનો? કેમકે તે તો રાક્ષસ હોવાથી પાપપુણ્ય જાણેજ નહિ?

(૧) દીપનો ઇ૦—જેમ દીવાથી પ્રકાશની ઉત્પત્તિ થાય, પણ તે પ્રકાશની જ્યોતિના વચમાં કાંઇ પદાર્થ ધરવામાં આવે તો તેને પ્રકાશ નહિ, પણ કાજળ વળગી આવે, માટે દીવાનો પુત્ર પ્રકાશ થાય, પણ અંતર નડવાથી કાજળની ઉત્પત્તિ માની છે, તેમજ ભીમનો પુત્ર ભીમ જેવો થવો જોઈએ તે ન થતાં કયો અંતર નડવાથી રાક્ષસ થયો? આંખો મીચાઈ ગઇ—ભયાનકરૂપ ન જોઈ શકાયાથી.

(૨) અનુરાગ—પ્રીતિ. વૃકોદર—ભીમ. એ રત્નની—ઘટોત્કચરૂપી પુત્રરત્નની.

(૩) જવનિકાંતર્ગત—પડદામાં. એનું ઇ૦—મૃગ આપણને જોયા છતાં પણ નીડર છે. એથી શું તને એમ નથી સમજાતું કે એ આ આશ્રમમાં રહેનારા મહામુનિના આશ્રય નીચે છે, અને જો એનો ઘાવ કરવામાં આવે તો મુનિ આપણને શાપથી બાળીને ભસ્મ કરી નાખે?

### શ્લોક.

જાણે કે સુખભોગ યોગ સમ ના, સંયોગ આવો મળે;
કો છે કામની કામની તપશ્રીથી, હા શાંતિ કેવી વળે!
ધિક્કારો ધન જો અપાર મળિયા, શું મિત્ર શત્રુ બળે,
આ સંસાર અસાર ગર્વ મુનિઓ, હા વત્સ, સત્યું રગે! ૨૩

(એમ બોલતા બોલતા બન્ને જણ ચાલ્યા જાય છે).

### પ્રથમાંક સમાપ્ત.

---

૨૩ શ્લોક—શાર્દૂલવિક્રીડિત જાણે કે ઈ૦—જાણે કે સુખભોગમાં પણ આવો યોગ (સમાધિ) સમાન સંયોગ મળતો નથી—સંસારના સુખો આ તપસ્વીઓના યોગ જેવું નિવૃત્તિ સુખ નથી! તપશ્રીથી (તપરૂપી લક્ષ્મી કરતા) કો (કયી) કામની (સ્ત્રી) કામની (ઉપયોગી) છે?—તપરૂપી સ્ત્રીના સુખ આગળ માનુષી સ્ત્રીનુ સુખ શું વધારે છે? હા! (હાશ!) અહીંઆ આપણને કેવી શાંતિ વળે છે! ધિક્કારો ઇ૦—જો આપણે અપાર ધન મળ્યા હોઇશે તો તેને પણ આ તપરૂપી ધન આગળ ધિક્કારો—તુચ્છ ગણો. વળી તપરૂપી બળ આગળ મિત્રનુ બળ (સહાય) અથવા શત્રુનુ બળ (સેના વગેરેનુ) પણ શું (શી વીસાતમાં) છે? અર્થાત્ તપોબળવાળાને મિત્રબળની અગત્ય નથી કે શત્રુબળની પરવા નથી રહે—કમાય. (મોક્ષરૂપી ધન)

**ભાપભટ**—( સકંપ ) મહારાજાધિરાજ ! આગળ ગુરુએ આપ સર્વેનું કુશળ વાંછી આમ કહેવડાવ્યું છે.—( એટલું બોલી અટકી જવાથી અને આંખો મીંચાઇ જવાથી સર્વે શિષ્યો ઉંચા હાથ કરી બોલી ઉઠે છે ).

શ્લોક.

હે ભયભંજન, હે જનરંજન, હે અરિગંજન મંજન મોટા,
આશ્રમમાં શ્રમ ના મૃગમારણ, લે સુખ કારણ કંચનલોટા;
આ મૃગયા સુગયાગતશી ધરી, માનસ માણસમાં નવ જોટા,
ધન્ય ધની કુરુકુળમણિ નર, ભૂસુરગોપ્રતિપાલ ન ખોટા. ૨૨

**ભીમ, ઘટોત્કચ**—(નમન કરી ) દ્વિજદેવો ! ગુરુદેવને કહો કે અમારે હાથે એવું અનુચિત કર્મ કદાપિ થનાર નથી.

**સર્વશિષ્યો**—( તુંબીપાત્રમાંથી જળ લઇ છાંટી ) શુભ ભવતુ કલ્યાણમસ્તુ. ( એમ આશિર્વાદ દઇ ઘટોત્કચ ભણી જોતા જોતા સર્વે જણ ચાલ્યા જાય છે ) !

**ભીમ**—( માર્ગે ચાલતાં ચાલતાં ) વત્સ ઘટોત્કચ, આ સ્થળ કેવું રમણિક લાગે છે:

---

૨૨ શ્લોક—ઇંદ્રવિજય. અરિગંજન—શત્રુઓને હરાવનાર. મંજન—પવિત્ર કરનારા. આશ્રમમાં ઇ૦—જે કંચનલોટા (સુવર્ણપાત્ર) જેવા નિર્મળ હોય તે પોતાના સુખને કારણે આશ્રમમાં મૃગમારણ શ્રમ ના લે—આશ્રમના મૃગને મારે નહિ. અર્થાત્ તમે એવા છો માટે તમે પણ મારશો નહિ ત્યારે શું ક્ષત્રિયોચિત મૃગયાને તમે નિંદો છો ? તે વિષે કહે છેઃ આ ઇ૦—માણસમાં જેના જોટા નથી એવા હે ભીમ ! તમે માનસ ( મનમાં ) જે આ મૃગયા ( શિકાર ) ધરી છે તે સુગયાગતશી ( ઉત્તમ એવા ગયાતીર્થમાં શ્રાદ્ધ કરવા જેવી ફળદાતા ) છે. આવું કહેવાથી રખેને ભીમ કોપીને બ્રાહ્મણને મારે, તેમ ન થવા માટે કહે છેઃ ધન્ય ઇ૦—હે ધની ( ધનવાન—ધણી ) ! હે કુરુકુળમાં મણિરૂપ નર ! તમને ધન્ય છે. તમે ભૂસુરગોપ્રતિપાળ—બ્રાહ્મણ અને ગાયનું પાલન કરનાર છો તે ખોટા નથી, અર્થાત્ અમારું તમે રક્ષણ કરો છો માટે તમે ગોબ્રાહ્મણપ્રતિપાળ છો, એ વાત યથાર્થ છે. 'ભૂસુરગોપ્રતિપાળ' સંબોધન સાભિપ્રાય છે માટે-**પરિકરાંકુર અલંકાર.** અથવા ધન્યધની—ધન્યતારૂપી ધનવાળા !

### શ્લોક.

જાણે કે સુખભોગ યોગ સમ ના, સંયોગ આવો મળે;
કો છે કામની કામની તપશ્રીની, હા શાંતિ કેવી વળે !
ધિક્કારો ધન જો અપાર રળિયા, શું મિત્ર શત્રુ બળે,
આ સંસાર અસાર મધ્ય મુનિઓ, હા વત્સ, સાચું રળે ! ૨૩

( ગેય બોલતા બોલના બન્ને જણ ચાલ્યા જાય છે ).

પ્રથમાંક સમાપ્ત.

---

૨૩ શ્લોક—શાર્દૂલવિક્રીડિત જાણે કે ઇ૦—જાણે કે સુખભોગમાં પણ આવો યોગ ( સમાધિ ) સમાન સંયોગ મળતો નથી—સંસારના સુખભોગમાં તપસ્વીઓના યોગ જેવું નિવૃત્તિ સુખ નથી ! તપશ્રીથી ( તપરૂપી લક્ષ્મી કરતાં ) કો ( કયી ) કામની ( સ્ત્રી ) કામની ( ઉપયોગી ) છે ? —તપરૂપી સ્ત્રીના સુખ આગળ માનુષી સ્ત્રીનું સુખ શું વધારે છે ? હા ! ( હાશ ! ) અહીંઆ આપણને કેવી શાંતિ વળે છે ! ધિક્કારો ઇ૦—જો આપણે અપાર ધન રળ્યા હોઇએ તો તેને પણ આ તપરૂપી ધન આગળ ધિક્કારો—તુચ્છ ગણો. વળી તપરૂપી બળ આગળ મિત્રનું બળ ( સાહાય ) અથવા શત્રુનું બળ ( સેના વગેરેનું ) પણ શું ( શી વીસાતમાં ) છે ? અર્થાત્ તપોબળવાળાને મિત્રબળની અગત્ય નથી કે શત્રુબળની પરવા નથી રળે—કમાય. ( મોક્ષરૂપી ધન )

## અંક ૨ જો

(ચિંતાતુર પાંચાલી પ્રવેશ કરે છે).

**પાંચાલી**—અરે દૈવ ? આ પર્ણકુટીમાં પડ્યાં રહ્યાં છીએ વનચર જેવાં થયાં છીએ, અને પ્રેમીજનના વિયોગવાળાં છીએ, ઇત્યાદિ દુઃખ તને અલ્પજ લાગે છે કે કેમ ! નીકર આ મારી ડાબી આંખનું ફરકવું, ચિત્તનું ચોકે બળવું, અંગોઅંગનું શિથિલ થવું. દિવસનું ધુંધળાપણું અને ચારે દિશાએથી અપવિત્ર પ્રાણીઓના શબ્દનું શ્રવણ થવું, એ આદિક અપશુકન થતા શી રીતે જણાય ? ( નિઃશ્વાસ નાખી ) ક્રૂર દૈવ ! તું એટલુંય નથી જાણતો કે "બહુ રંગિયાને રંગ નહિ."— ( એવે ગભરાયલી વસન્તિકા પ્રવેશ કરે છે. ) ( अ )

**વસન્તિકા**—વયસ્યા ! વયસ્યા ! સાવધ રે' સાવધ રે'. ચાલ્ય ચાલ્ય, વહેલી ચાલ્ય, ભય છે, ભય છે; ચાલ્ય, યજ્ઞશાળામાં જઇ નિર્ભય થઇએ. હાય હાય ! ગયાં ગયાં ! મહારાજ વૃકોદર ! વત્સ ઘટોત્કચ ! ધાઓ ! ધાઓ ! ( आ )

**પાંચાલી**—( સકંપ ઉભી થઇ ) અરે સખી ! શું છે ? શું છે ? ગભરાટ તજી કહે તો ખરી કે ગયાં એટલે કોણ ગયાં, ક્યાં ગયાં, અને કેમ ગયાં ? સખિ ! મહર્ષિ લોમશ અને ધૌમ્યાચાર્ય નિકટ છતાં કષ્ટ કેવું ? ( નિઃશ્વાસ નાખી ) હાં દૈવ તને આવું ક્રીડાગાર કોઇ પણ ઠેકાણે મળનાર નથી ! વસન્તિકા ! સત્વર કે' સત્વર. ( इ )

---

( अ ) પ્રવેશ ૧ લો. પાંચાલીની પર્ણકુટી. પર્ણકુટી—ઝુંપડી રાક્ષસ હરણ કરવાનો છે તેની સૂચના કરવાને અપશુકન વર્ણ્યું છેઃ નીકર ઇ૦. બહુ ઇ૦.— "બહુ રંગિયાને રંગ નહિ અને બહુ દુખિયાને દુઃખ નહિ," એ કહેવત અહીં બોલતામાં વસંતિકા પ્રવેશ કરેછે.

( आ ) પાંડવોનાં શસ્ત્રાસ્ત્ર કોઇ લેઈ ગયું. એટલી વાત જાણીને આગળ આવવાના ભયનું અનુમાન કરી ગભરાયલી વસન્તિકા દ્રૌપદીને કહેછે વયસ્યા ઇ૦. વયસ્યા—સખી. ગયાં ગયાં ! !—( શસ્ત્રાસ્ત્ર ). અહીં આગળથી કવિએ ભય અને ગભરાટ વગેરે બતાવનારી **આરભટીવૃત્તિ** વર્ણી છે.

( इ ) સકંપ—ધ્રુજતી ધ્રુજતી ( **ભયનો અનુભાવ** ). સતાં—છતાં.

**વસંતિકા**—( નિશ્વાસ નાખી ) હા ! વયસ્યા ! ગયા ! હરાયા ! બેનિ ! કૂડા દૈવે ગભગટનુ રૂપ ધારણ કરી આ મારા કંઠ રોધી નાખ્યો છે. રે નિર્દય ! આમ એની આગળાઓ પર કેર કરવાથી કિયા ભાવનુ વેર વગવાનુ હતુ ? ( એટલું બોલી પૃથ્વી પર પડી જાય છે અને ઉતાવળે દોડતો સહદેવ પ્રવેશ કરે છે ) ( ઇ )

**પાંચાલી**—( સહદેવને આમિંગન કરી ) પ્રાણનાથ ! શું છે, શું છે ? આ વસંતિકા ગભગટ કેમ, અને ગયા ગયા શુ બોલ્યા કરે છે ? આર્યપુત્ર ! કહો કહો, મને ઉતાવળા કહો

**સહદેવ**—( આશ્વાસનપૂર્વક ) પ્રિયા ! ભય ભાળવાના આવ્યો નથી સના અનિવાર્ય ભય આવશે એમ લાગે છે ! ( ઉ )

**પાંચાલી**—પણ પ્રાણપ્રિય ! મને કહો તો ખરા કે એવો ભય શાથી આવશે અને ગયા એટલે શુ ?

**સહદેવ**—પ્રિયા ! અમારા શસ્ત્રાસ્ત્ર હરાયા ! ગયા ગયા તે એજ ગયા. વસંતિકા ! સાવધ થા સાવધ થા દેવી તમે એની સાથે યજ્ઞશાળામાં જાવ ( વસંતિકા બળાત્કારે ઊઠી ઉભી થાય છે અને દ્રૌપદીને શોધતા યુધિષ્ઠિર, નકુલ પ્રવેશ કરે છે ) ( ઊ )

**નકુલ**—( નિશ્વાસ નાખી ) હા દૈવ ! પૂછવાના સ્થાનને પણ આવ્યા ! કરતા તુ ચૂકયો નથી જાતા ! આજ ઉભય મહર્ષિ કયા સિધાર્યા છે? કોઇ દિવસ નહિ અને તેમને આજજ જોડે જવાનો જોગ આવ્યો ! દૈવની ગહન ગતિ છે ! ( ઋ )

---

ક્રીડાગાર—રમતનુ ઠેકાણુ અર્થાત્ અમને અત્યંત શોકા પડેછે, અને તે દૈવને મન જાણે રમત હોય તેમ તે તેનુ પુનરાવર્ત્તન કર્યા કરેછે ?

( ઇ ) કેમ બોલાતુ નથી તેનુ કારણ જ્હેછે કૂડા દૈવે ઈ૦ રે નિર્દય ! —( દૈવનુ સંબોધન )

( ઉ ) આશ્વાસનપૂર્વક—દ્રૌપદીને ધીરજ આપીને અનિવાર્ય—ખાળી ન શકાય એવો

( ઊ ) ગયા ગયાં ઇ૦—વસંતિકા જે ગયા ગયા બોલેછે તે એજ કે શસ્ત્રાસ્ત્ર ગયા

( ઋ ) ઉભય મહર્ષિ—ધૌમ્ય અને લોમશ બંન્ને મોટા ઋષિઓ.

યુધિષ્ઠિર—( દીન સ્વરે ) તાત નકુલ ! પાર્થની પૃચ્છા કરવા મેં તેમને મોકલ્યા છે. ચિત્રસેન ગંધર્વ વિહાર કરવા આવ્યાનું સાંભળી મેં તેમને જવા કહ્યું. આ સમય જાણી મેં સ્મરવર્ધકને તેડવા મોકલ્યો છે. તેમના આવતા પહેલાં આપણે યાજ્ઞસેનીને યજ્ઞાગારમાં બેસાડી નિર્ભય થવું વધારે ઉચિત છે ( ऋ )

નકુલ—સારૂં તેમ કરો; કિંતુ અધુના પાંચાલી ક્યાં છે ? ( लृ )

યુધિષ્ઠિર—મેં તેને યજ્ઞશાળામાં લઇ જવા વસંતિકા અને સહદેવને મોકલ્યાં છે. ( દ્રૌપદી ભણી નજર જવાથી ) ભ્રાતા ! જો આ દશા. અરે દૈવ ! દેવીની આ દશા જોઇને તને દયા નથી આવતી ? ( ॡ )

શ્લોક.

અરરર અઘ શિકારી, આ મૃગો મારય મારી,
મૃગલી દીન બિચારી, શે હણે જો વિચારી ?
હણ હણ ઇક વારી, શે દૂમે નારી સારી ?
વિનતિ કરૂં અપારી, શી કરે ઘા તું કારી ! ૧

( યુધિષ્ઠિર નકુલને જોઇ દ્રૌપદી તેમની કને દોડી આવેછે ) ( ए )

( ऋ ) તાત—હે બાપ ! હે ભાઇ !—જેને વિષે વાત્સલ્યમાન હોય તેને બોલાવતા આ સંબોધન વપરાય છે. પાર્થની—અર્જુનની. પૃચ્છા કરવા—ખબર પૂછવા. અર્જુન સ્વર્ગમાં ગયો હતો, તેના સમાચાર પૂછવા. વિહાર કરવા—( પાસેના જલાશયમાં ) ક્રીડા કરવા. યાજ્ઞસેનીને—દ્રૌપદીને. યજ્ઞાગારમાં—યજ્ઞશાળામાં ( પવિત્ર યજ્ઞશાળામાં ભૂત, પ્રેત, પિશાચ, રાક્ષસ, વગેરે મલિન પ્રાણીઓ પ્રવેશ કરી શકે નહિ, એવા વિચારથી )

( लृ ) અધુના—હમણા.

( ॡ ) યુધિષ્ઠિર દ્રૌપદીની દશા જોઈ ખેદ કરેછે; અરે ઇ૦. ૧ શ્લોક—માલિની છંદ. અઘશિકારી—અઘ ( સંકટ ) રૂપી શિકારી આ મૃગોને ( અમો પાંડવરૂપી નરહરણોને ) તું ધારીધારીને મારય ( ભલે માર ) પણ તું વિચારી જો, અને બિચારી દીન મૃગલી ( દ્રૌપદીરૂપી ) ને શે હણેછે ? એમ છતાં પણ તેને હણવીજ એવી તારી બુદ્ધિ હોય તો તેને એકેજ ફેરે હણી નાખ્ય; પણ તે સારી નારીને શું કરવા દૂમે છે—ઘડી ઘડી શા માટે દુઃખ દેછે ?

( ए ) યુધિષ્ઠિર નકુલને—( દ્વંદ્વ ) યુધિષ્ઠિરને અને નકુલને.

પાંચાલી—( નમન કરી ) આર્યપુત્રના અશુભનો નાશ થાવ. ( સખેદ ) મહારાજ ! શું સર્વ શસ્ત્રાસ્ત્ર ગયાં ? મહર્ષિ લોમશ અને ધૌમ્ય ગુરૂને પૂછતા તે પણ કંઈ કહી શકતા નથી ? ( સાશંકી આગળ જેવો અભિનય કરી ) હા હા આર્યપુત્ર ! પેલા મન્ત્રાનંદને પૂછી જુઓ પૂછી જુઓ. એની વિદ્યાના ચમત્કાર આપણે ઘણી વાર જોયા છે. ( ઐ )

નકુલ—( સકોપ ) પ્રિયા તમારા આગ્રહથી તેને વિશ્વાસપાત્ર ગણ્યો અને તેજ આજ શકાનું સ્થાન થઇ પડ્યો છે !

પાંચાલી—( વસંતિકા ભણી જોઇ ) શું તે અહીં નથી ?

વસંતિકા—શસ્ત્રાસ્ત્ર ગયા ત્યારનોજ તેનો પત્તો નથી

પાંચાલી—( સખેદ ) અરે મન્ત્રાનંદ ! તું પણ—( એવે અર્ધું આનંદ બોલી દીર્ઘદર્શી સાથે મંત્રાનંદ એકાએક હા પ્રવેશ કરે છે ) ( ઓ )

મંત્રાનંદ—અર્ધું આનંદ; આ ચારે કરૂં મદ. ( યુધિષ્ઠિર ભણી જોઇ ) અરે મૂઢ ! સ્વચ્છંદપણે મનેજ શંકાસ્પદ ગણ્યો ! ( ઔ )

યુધિષ્ઠિર—( નમન કરી ) શ્વશુર ! પ્રમાદવશાત્ પિતા પુત્રને પણ ચોર ગણે છે શસ્ત્રાસ્ત્ર ગયા પછી તમારા દર્શન અધુનાજ થયાં, માટે સંદેહ કરવાનું કારણ ઉપસ્થિત થયું. દ્વિજદેવ ક્ષમા કરજો ! ( ક )

---

( ઐ ) મન્ત્રાનંદને-બ્રાહ્મણવેશધારી રાક્ષસને શસ્ત્રાસ્ત્ર એજ હરી ગયો હતો, એમ આગળ કહેવાના આશયથી

( ઓ ) પાંચાલી, ' અરે મન્ત્રાનંદ ! તું પણ '—એટલું અર્ધું વાક્ય બોલેછે, એટલામાં મન્ત્રાનંદ પ્રવેશ કરીને ' અર્ધું આનંદ આ ચારે કરૂં મદ ' એમ ગર્ભિત વચન બોલતો પ્રવેશ કરેછે તેનો મતલબ એ છે કે, હું અહીં આવીને તને અથવા મારા મનને આનંદ આપું છું, અને આ ચાર ( પાંડવો ) ને મદ કરૂં છું —મારા પર શંકાની નજરથી જુએ છે તેમને જૂઠા પાડું છું, અથવા હવે તેમનો પરાજય કરૂં છું

( ઔ ) અરે મૂઢ ઇ૦—આ વાક્યથી યુધિષ્ઠિરનો તિરસ્કાર બતાવી એમ વર્ણવ્યું છે કે મન્ત્રાનંદને હવે પોતાનું રૂપ પ્રકાશ કરવાનો વખત પાસે આવ્યો છે.

( ક ) યુધિષ્ઠિર હજી તેને બ્રાહ્મણ જાણેછે, એમ વર્ણવ્યું છે.

( ધૌમ્ય કમંડળમાંથી જળ લઈ વસંતિકા પર છાંટે છે અને તે શુદ્ધિમાં આવી બૂમો પાડવા માંડે છે ).

**વસંતિકા**—અરે કોઈ ધાઓ ધાઓ ! દાનવ દેવ દેવીનું અને મહારાજા નકુલનું હરણ કરી હજી આવ્યો ગયો નથી. હાય હાય ! શું કોઈ નથી બોલતું કે આર્યપુત્રની પાછળ કોઈ નથીજ જતું ? અરે દેવ ! આ તે કેવી દુર્દશા ! ( ज )

**સ્મરવર્ધક**—( તેનો હાથ ઝાલી ) વસંતિકા ! વસંતિકા ! તું સાવધ થઈ સર્વ બીના આ મહર્ષિઓને કહી સંભળાવ એટલે એ ઉભય મહામુનિઓ અવશ્ય એ દુષ્ટનો નાશ કરશે.

**વસંતિકા**—( વળી પાછી સ્તબ્ધ થઈ જાય છે અને શુદ્ધિમાં આવે છે ત્યારે આટલું બોલે છે કે ) ધાઓ ધાઓ !

**ધૌમ્ય લોમશ**—( તેને શાંત કરે છે ) અરે વસંતિકા ! તું અમને યથાર્થ સમાચાર કહી સંભળાવ. હવે અમારા આવ્યાથી તારે કોઈ પણ પ્રકારનો ભય છે એમ સમજવું નહિ. સત્વર કે' કે' કે અમારા પશ્ચાત્ શું શું થયું ? ( એમ સાંત્વના કર્યાં છતાં તે સાવધ થઈ બોલતી નથી તેથી કોપાવિષ્ટ થઈ ) અરે મૂઢમતિ ! અમારો અનાદર કરે છે? શું જાણતી નથી કે અમે શાપાગ્નિથી બાળી તને દગ્ધ કરીશું ? ( झ )

**સ્મરવર્ધક**—( નિઃશ્વાસ નાખી ) હા પ્રભુ ! " દૈવો દુર્બલઘાતકઃ મહર્ષિ ! એ મરેલીને મારવા કરતાં દુષ્ટ દાનવનેજ નાશ કરો તો કેમ ? ( ञ )

---

( ज ) વસંતિકા મૂર્છામાંથી જાગ્રત થાય છે પણ તેના મન પર થયેલા ભયની અસર હજી ગઈ નથી, તેથી તે પાસે ઉભેલા માણસને દેખતી નથી.

( झ ) પશ્ચાત્—પાછળ—ગયા પછી. સાંત્વના કર્યાં છતાં— ધીરજ આપી શાંત કર્યાં છતાં. કોપાવિષ્ટ થઈ—ગુસ્સે થઈ. મૂઢમતિ—મૂઢ મતિવાળી ! ભયથી ગભરાયલી વસંતિકા બોલતી નથી, તેને મુનિ પોતાનો અનાદર કરે છે એમ માની તેનેજ શાપની ધમકી આપે છે, એમ વર્ણવીને કવિએ વનવાસી બ્રાહ્મણોનો સ્વભાવ વર્ણવ્યો છે.

( ञ ) દૈવો ઈ૦—દૈવ પણ ગરીબનેજ મારનારો છે. મહર્ષિનો કોપ અસ્થાને છે, એમ સ્પષ્ટ કર્યું છે.

**ધૌમ્ય, લોમશ**—( સકોપ ) કિન્તુ મૂઢ ! જાણ્યા વિના કેને નાશ કરીએ ? ( ટ )

**સ્મરવર્દ્ધક**—( નમન કરી ) વસંતિકા જોવામાં ન આવી હોત તો શી રીતે તમે જાણત ? એના વિના જે જાણવાના હતા તે જાણી લઇ સત્વર તે દુષ્ટનો નાશ કરો અને ધર્માત્માઓને ઉગારી લ્યો. ( એવે નેપથ્ય ભૂમિ પરથી શબ્દ થાય છે કે કોણ ? હરી જનાર કોણ ? ચાલ્ય ચાલ્ય સત્વર થા ). ( ઠ )

**ધૌમ્ય, લોમશ**—( તે શબ્દ સાંભળી થરથર ધ્રુજે છે અને ખુણે-ખોચરે સંતાઇ જઈ બકધ્યાની બને છે ) ( ડ )

**સ્મરવર્દ્ધક**—( સકંપ ) મહર્ષિઓ ! ઠીક શાપાગ્નિથી બાળવા ધ્યાનસ્થ થયા છો ! અરે પ્રભુ ! હવે પ્રાણ જાય કે રહે તથાપિ જો થતાં હોય તો સ્વામીનાં દર્શન તો અવશ્ય કરવાજ જોઇએ. ( એવે સહદેવ અને ભીમ પ્રવેશ કરે છે ). ( ઢ )

**સહદેવ**—વડભ્રાતા ! પછે તેણે સિંચાણા જેવી ઝડપ મારી અ-મો ચારે જણને ઝાલી લીધાં, પરંતુ હું તેની ઝડપમાંથી બચી તમને બોલાવવા આવ્યો. આહા જો ભ્રાતા ! ઘટોત્કચ મળી ગયો હોત તો તે અલ્પ કાળમાં અવશ્ય એ દુષ્ટનો નાશ કરી આપણને સુખપ્રાપ્તિ ક-રાવત ! કિંતુ દુર્યોધનથી દૈવ ક્યાં કમી છે ? ( ણ )

**સ્મરવર્દ્ધક**—( ભીમ સહદેવને ઓળખી ) અહો ! મહારાજ

---

( ટ ) મૂઢ--સ્મરવર્દ્ધકનું સંબોધન.

( ઠ ) એના વિના ઇ૦--વસંતિકા ન મળી હોત તો તમે ધ્યાન કરીને બધી વાત જાણવાના હતા, માટે હવે પણ તેજ રીતે જાણી લેઇને તે દુષ્ટનો નાશ કરો. નેપથ્યભૂમિપર--પડદા પાછળથી.

( ડ ) બકધ્યાની—બગલાની પેઠે દેખાડવા માત્ર ધ્યાન કરનારા ( રાક્ષસ આવ્યો એમ જાણીને ).

( ઢ ) તેમને ધ્યાનસ્થ જોઇને સ્મરવર્ધક તેમની મશ્કરી કરેછે, મહર્ષિઓ ઈ૦. સ્મરવર્ધકનો કંપ વર્ણવ્યો છે તે સુઘટિત કરી બતાવેછે; અરે પ્રભુ ઇ૦.

( ણ ) દ્રૌપદી વગેરેને રાક્ષસ શી રીતે લેઇ ગયો તે, તેની પાસેથી છુટી

(ધૌમ્ય કમંડળમાંથી જળ લઈ વસંતિકા પર છાંટે છે અને તે શુદ્ધિમાં આવી બૂમો પાડવા માડે છે).

**વસંતિકા**--અરે કોઇ ધાઓ ધાઓ! દાનવ દેવ દેવીનું અને મહારાજા નકુલનું હરણ કરી હજી આઘો ગયો નથી. હાય હાય! શું કોઇ નથી બોલતું કે આર્યપુત્રની પાછળ કોઇ નથીજ જતું? અરે દૈવ! આ તે કેવી દુર્દશા! (ज)

**સ્મરવર્ધક**--(તેનો હાથ ઝાલી) વસંતિકા! વંસતિકા! તું સાવધ થઇ સર્વ બીના આ મહર્ષિઓને કહી સંભળાવ્ય એટલે એ ઉભય મહામુનિઓ અવશ્ય એ દુષ્ટનો નાશ કરશે.

**વસંતિકા**--(વળી પાછી સ્તબ્ધ થઇ જાય છે અને શુદ્ધિમાં આવે છે ત્યારે આટલું બોલે છે કે) ધાઓ ધાઓ!

**ધૌમ્ય લોમશ**--(તેને શાંત કરે છે) અરે વસંતિકા! તું અમને યથાર્થ સમાચાર કહી સંભળાવ્ય. હવે અમારા આવ્યાથી તારે કોઇ પણ પ્રકારનો ભય છે એમ સમજવું નહિ. સત્વર કેં કેં કે અમારા પશ્ચાત્ શું શું થયું? (એમ સાત્વના કર્યા છતાં તે સાવધ થઇ બોલતી નથી તેથી કોપાવિષ્ટ થઇ) અરે મૂઢગતિ! અમારો અનાદર કરે છે? શું જાણતી નથી કે અમે શાપાગ્નિથી બાળી તને દગ્ધ કરીશું? (झ)

**સ્મરવર્ધક**--(નિઃશ્વાસ નાખી) હા પ્રભુ! "દૈવો દુર્બલઘાતકઃ મહર્ષિ! એ મરેલીને મારવાં કરતાં દુષ્ટ દાનવનેજ નાશ કરો તો કેમ? (ज)

---

(ज) વસંતિકા મૂર્છામાંથી જાગ્રત થાય છે પણ તેના મન પર થયેલા ભયની અસર હજી ગઈ નથી, તેથી તે પાસે ઉભેલા માણસને દેખતી નથી.

(झ) પશ્ચાત્--પાછળ--ગયા પછી. સાંત્વના કર્યા છતાં-- ધીરજ આપી શાંત કર્યા છતાં કોપાવિષ્ટ થઇ--ગુસ્સે થઇ. મૂઢમતિ--મૂઢ મતિવાળી! ભયથી ગભરાયલી વસંતિકા બોલતી નથી, તેને મુનિ પોતાનો અનાદર કરે છે એમ માની તેનેજ શાપની ધમકી આપે છે, એમ વર્ણીને કવિએ વનવાસી બ્રાહ્મણોનો સ્વભાવ વર્ણવ્યો છે.

(ञ) દૈવો ઈ૦--દૈવ પણ ગરીબનેજ મારનારો છે. મહર્ષિનો કોપ અસ્થાને છે, એમ સ્પષ્ટ કર્યું છે.

**વસંતિકા**—શું આર્યપુત્રે તે દુષ્ટ દાનવને મારી, મારી પ્રિય સખીને આણી ? મહારાજ ! તે કયાં છે ? તે કયાં છે ? (ત)

**ધૌમ્ય, લોમશ**—વીર વૃકોદર અને સહદેવ ! અમે એને શાંત કરીશું; કિંતુ અધુના તમે સત્વર જઈ તે દુષ્ટનો નાશ કરો નાશ કરો. (ભીમ સહદેવ નમન કરી તેમ કરેછે).

**વસંતિકા**—શું મારી વયસ્યા સાથે મને નહિ મળવા દો ! અરે ! હા દૈવ ! (એમ બોલી છાતી કૂટેછે.)

**ધૌમ્ય, લોમશ**—અલ્યા સ્મરવર્ધક ! આનો હાથ ઝાલી એને હોમ-શાળામાં લઇ જઇ સુવાડી દે. જા અમે પણ શત્રુમારણ મંત્રનું સાહિત્ય લઇ ત્યાંજ આવીએ છીએ. (સર્વ જાય છે.) (થ)

(વિકાળ સ્વરૂપી રાક્ષસ, યુધિષ્ઠિર નકુલ તથા પાંચાલીને બાથમાં ઘાલી ધીમે ધીમે ગતિ કરતો પ્રવેશ કરે છે)

**યુધિષ્ઠિર**—(વિચાર કરી) અરે દુર્બુદ્ધિ ! કાંક તો વિચાર કરય કે અમે તને બ્રાહ્મણ સમજી કેવી રીતે પાળ્યો પોષ્યો છે ! તારે તારું કૃત્ય આ પ્રકારનું તો કદાપિ પણ નજ કરવું જોઇએ. જો જોઃ—(દ)

શ્લોક.

રાખથી ગુપ્ત વહ્નિ રૂપે તું રહ્યો,
સાખથી બ્રહ્મ છુ બોલ એવો કહ્યો;
તો તને પાળિયો, દુષ્ટ દાનો લહ્યો,
જો મને ધારી વિચાર સર્વે વહ્યો. ૩

(ત) બીહીકણ પણ સ્નેહવાળી સ્ત્રીજાતિને યોગ્ય વસંતિકાનો ગભરાટ કવિએ અહીં વર્ણ્યો છે !

(થ) શત્રુમારણ—શત્રુઓનો નાશ કરનારા યજ્ઞનું.

(દ) પ્ર. ૨ જો. ગતિ કરતો—ચાલતો દુર્બુદ્ધિ ! દુષ્ટ બુદ્ધિવાળા !

૩ શ્લોક—સ્રગ્વિણી છંદ. રાખથી ઇ૦—જેમ રાખોડીમાં અગ્નિ ગુપ્ત રહેછે તેમ તું રાક્ષસ છતાં બ્રાહ્મણ વેષમાં ઢંકાઇને રહ્યો, અને તને પૂછ્યું ત્યારે તે તારી પોતાની સાખથી (સાક્ષીથી) 'હું બ્રાહ્મણ છું' એવો બોલ કહ્યો તેં એમ કહ્યું તો તને અમે પાળ્યો અને તું દુષ્ટ છતાં અમે તને દાનો લહ્યો—જાણ્યો એ સર્વે તું

ભીમ કે ! જલદ સત્વર જા. હજી દાનવ દૂર જઇ શકે એટલો કાળ ગત થયો નથી. ( રણવર્ધકને ત્રાતો કરતો સાંભળી તથા બે પાંડવોને ઓળખી ભ ને મુનિયો કો આવે છે )

ધૌમ્ય, લોમશ—( ઉંચા હાથ કરી ) વત્સ પાંડવો ! તમારૂં હૃદય શું સાવ વત્સ સહદેવ ! અમે અહીં નહોતા માટે તું કહી સંભળાવ્ય કે દુષ્ટ દાનવે આ કર્મ કેવી રીતે કર્યું.

સહદેવ—( નમન કરી ) મહારાજ ! પહેલા તે રાક્ષસ હરી ગયો અને પછે અમને પકડ્યા તેમાથી હું નાશી બીજા ભ્રાતાને બોલાવી લાવ્યો. મહર્ષિ ! હવે અમારે કેમ કરવું તે જણાવજો.

ધૌમ્ય—વત્સ ભીમ ! અમારા આશિર્વાદથી તને આજ આટલા વાના પ્રાપ્ત થાવ.

શ્લોક.

અરિગણુ નમશે કૃપા અમારી,
કરિવર થય તદા તું સિંહ ભારી;
વિજય જય વિચારી જા તું ધારી,
અસુર અનેક વિદારી આવ્ય મારી. ૨

( આવા આશિર્વાદના શુભ શબ્દો સાંભળી વમતિકા એકદમ સાવધ થાય છે અને ભીમને જોઇ તેની કને આવી પગે લાગેછે ).

---

આવેના સહદેવના કથન દ્વારા સૂચવેછે, વડભ્રાતા ઇ૦ પિતુ ઇ૦—દુર્યોધન જેવું દુઃખ દેછે તેવુંજ દુઃખ દૈવ પણ દેછે યુધિષ્ઠિર આદિનું બંધન વર્ણવ્યું છે માટે અત્રમ ર્ગર્ભસંધિનું વિદ્રવ નામે અંગ વર્ણવ્યું છે

૨ શ્લોક—પુષ્પિતાગ્રા છંદ અરિગણુ ઇ૦—અમારી તારા પર કૃપા છે માટે શત્રુઓના ગણુ ( સમૂહ ) તને નમશે ( તારાથી પરાજય પામીને તને માથુ નમાવશે ). કરિવર ઇ૦—જો તેઓ કરિવર ( ઉત્તમ હાથી ) જેવા બળવાન થાય (હોય) તો તું ભારી ( મોટા ) સિંહ જેવો થઇશ. અર્થાત્ તે ગમે તેટલા બળવાન હશે તોપણ ( તેઓનો પરાજય કરીશ વિજય ઇ૦—તારા વિજયજય—વિજય (અભ્યુદય) ને વધારનાર જય ( મધ્યમ પદ લોપી ) વિચારીને અને શત્રુને ધારીને તું જા, તથા ત્યાં અનેક અસુરને વિદારીને ( કાપીને ) તથા મારીને અહીં પાછો આવ્ય

વસંતિકા—શું આર્યપુત્રે તે દુષ્ટ દાનવને મારી, મારી પ્રિય સખીને આણી ? મહા ાજ ! તે કયાં છે ? તે કયાં છે ? (ત)

ધૌમ્ય, લોમશ—વીર વૃકોદર અને સહદેવ ! અમે એને શાંત કરીશું, કિંતુ અધુના તમે સત્વર જઈ તે દુષ્ટનો નાશ કરો નાશ કરો (ભીમ સહદેવ ાગ ! ડરી તેમ કરેછે)

વસંતિકા—શું મારી વયસ્યા સાથે મને નહિ મળવા દો ? અરે ! હા દૈવ ! (એમ બોલી છાતી કુટેછે)

ધૌમ્ય, લોમશ—અહ ા સ્મરવર્ધક ! આનો હાથ ઝાલી એને હોમ-શાળામાં લઇ જઇ સુવાડી દે જા અમે પણ શત્રુમારણ યજ્ઞનું સાહિત્ય લઇ આજ આવીએ છીએ (સર્વે જાય છે) (થ)

(વિકાળ સ્વરૂપી રાક્ષસ, યુધિષ્ઠિર નકુલ તથા પાંચાલીને બાથમાં ધાલી ધીમે ધીમે ગતિ કરતો પ્રવેશ કરે છે)

યુધિષ્ઠિર—(વિચાર કરી) અરે દુર્બુદ્ધિ ! કાંક તો વિચાર કરય કે અમે તને બ્રાહ્મણ સમજી કેવી રીતે પાળ્યો પોષ્યો છે ? તારે તારૂં કૃત્ય આ પ્રકારનું તો કદાપિ પણ નજ કરવું જોઇએ જો જો —(દ)

શ્લોક.

રાખથી ગુપ્ત વહ્નિ રૂપે તું રહ્યો,
સાખથી બ્રહ્મ છું મો ! એવો કહ્યો,
તો તને પાળિયો, દુષ્ટ દાનો લહ્યો,
જો મને ધારી વિચાર સર્વે વહ્યો ૩

(ત) ભીહીકણ પણ સ્નેહવાળી સ્ત્રીજાતિને યોગ્ય વસંતિકાનો ગભરાટ કવિએ અહીં વર્ણ્યો છે !

(થ) શત્રુમારણ—શત્રુઓનો નાશ કરનારા યજ્ઞનું.

(દ) પ્ર ર જો. ગતિ કરતો—ચાલતો દુર્બુદ્ધિ ! દુષ્ટ બુદ્ધિવાળા !

૩ શ્લોક—સગ્વિણી છંદ રાખથી ઇ૦—જેમ રાખોડીમાં અગ્નિ ગુપ્ત રહેછે તેમ તું રાક્ષસ છતાં બ્રાહ્મણ વેષમાં ઢંકાઇને રહ્યો અને તને પૂછ્યું ત્યાર તે તારી પોતાની સાખથી (સાક્ષીથી) 'હું બ્રાહ્મણ છું' એવો બોલ કહ્યો તે એમ કહ્યું તો તને અમે પાળ્યો અને તું દુષ્ટ છતાં અમે તને દાનો લહ્યો—જાણ્યો એ સર્વે તું

અપ્રિય—

શ્લોક.

હે દુષ્ટાત્મા ! વિચારી, વિચર નરકમાં, પાપ આવાં સ્વીકારી,
સુણી યા બોધ ધારી, મહીં શીખ હૃદયે, કામ લોભાદિ મારી;
દુ:ખી થાશો અપારી, અધમ મતિવની, નામ શે યો નસારી ?
આવી આ પીડ ભારી, કઠિન કરમથી, લાગી કારી કટારી. ૪

નકુલ—અહો દાનવેશ્વર ! આ ધર્માત્મા સત્ય કહેછે. પ્રાણી માત્ર ધર્મપર હોયછે તો પછે તમે તેનો કેમ ત્યાગ કરોછો ?

અપિચ—

શ્લોક

વિચાર કરો નર ! ધ્યાન ધરો કરવાનુ કરો તરીજાવ તદા,
સુગતિ થશો ન પાત હશો, શિવપુર વસો નવ જૂઠ કદા,
ખરેખરી આ શીખ છે શુભ આ, હિત છે વર આ તજ તુ પ્રમદા;
ગયુ જ ગયુ સહુ પુણ્ય ગયુ, ઓ મૂઢ ! થયુ શુભ કાંઈ અદા ! ૬

**પાંચાલી**—(સકંપ) અહો મત્તાનંદ ! તુ ભલે રાક્ષસ, ભૂત, ભૈરવ કે ગમે તે માયાવી હો, અને તે મારા પતિઓએ તને ઓળખ્યો હો, તોય પણ મે તો તારૂ સર્વ પ્રકારે સારૂ થાય એમજ કર્યું છે. હવડાના તારા રૂપથી તુ રાક્ષસ હોય એમ લાગે છે. અરે ભ્રાતા ! જો તુ રાક્ષસ છે તો પછે આવો અવગુણી શા રીતે થાયછે? મે સાંભળ્યુ છે અને જાણ્યુ છે કે રાક્ષસોને કિંચિત્ ગુણ કર્યો હોય તો તે સમય આવ્યે અનેક ઘણો ગાને છે વીરા ! રાક્ષસો દેવથી કુનહિક કશામા પણ ઉતરતા નથી, તો પછે તુ મારો થઇને મારાને કેમ મારવા બેઠો છે? (ઘ)

**રાક્ષસ**—અરે ધર્માત્મા કેનડાતા પાડુરો ! તમિ નિરપરધ્ધધ દાનવ દણુઘ ઘધ અનાઇ અન્નનઇ હત્થમ્મિ દૂષણુ કકણ ધ ાધ શુત્ત—(ન)

---

૬ શ્લોક—મલ્લિકાવૃત્ત વિચાર ઈ૦—હે નર (રાક્ષસમા નરજાતિવાળા) તમે વિચાર કરો અનારૂ કહેવુ ધ્યાનમા ધરો, કરવાનુ (ધર્માચરણ) કરો અને તરી જાઓ તેથી શું ફળ એમ કહેશો તો સુગતિ ઇ૦ સુરારિ—ઇંદ્ર નરપાલ—રાજા હશો—થશો ખરેખરી ઈ૦—આ ખરેખરી શીખ છે આ શુભ (કલ્યાણકારી વચન) છે આ વર (ઉત્તમ) હિત છે, માટે તુ પ્રેમદા (દ્રૌપદીને) તજ (છોડી દે) જ્યારે તે કાંઇ નથી માનતો ત્યારે તિરસ્કારથી કહેછે ગયુ જ ઈ૦—હે મૂઢ ! તારૂ સહુ પુણ્ય ગયુ—પરવાર્યું કેમકે તારાથી કાંઈ શુભ અદા થયું નહિ—તારાથી તારો સ્વધર્મ બજાવાયો નહીં

(ઘ) મારાને—મારા સ્વામીઓને

(ન) અરે ઈ૦—ધર્માત્મા કહેવાવતા પાડવો ! તમે નિરપરાધી દાનવ દ્રોહી છો અને બીજાના હાથમા દૂષણકંકણ (દૂષણરૂપી કંકણ) ધારો (છો) સાંભળો. કવિએ અહીં રાક્ષસની ભાષા ખોટા પ્રયોગવાળુ સંસ્કૃત અને તેવુજ પ્રાકૃત ભેળીને બનાવી છે સંસ્કૃત નાટકોમા રાક્ષસાદિ અધમ પાત્રોની ભાષા પ્રાકૃતજ

શ્લોક.

હિડિંબ બાક અવ્વંકે, હણુઇ ગણુઇ નહિ;
કૂવં બુજ્ઝી પડઇ રે, વિબુધત્વ યદા લદી ! ૭

( દ્રૌપદી સામું જોઇ ) હા પ્રિયા ! અલસી ફુલ સરિફ્વી સામવી ત્વં કિં નિંદાલવી હુવ્વ છઇ. ન કરઇ ન કરઇ ત્વયાં અહિતં ન કુરં. શુભં કૂત્વા શુભં કૂત્વા. વરં બુડી વરં બુડી. ( પ )

યુધિષ્ઠિર—ધન્ય છે ધન્ય છે ! તને તારા જાતિલાઓનો નાશ વૈરનો અંત કરવા પ્રેરે એ યથાર્થ છે. કિંતુ તે જેમ શૂરવીર થઇ અમારી સાથે યુદ્ધમાં ઉતર્યા તેમજ તારે પણ તેમના જેવા થઈ સ્નેહીઓના ઋણથી મુક્ત થવું ઉચિત છે. હિડિંબ બકાદિનાં પરાક્રમ તે પરાક્રમજ હતાં ! જો શ્રવણ કરય—( ફ )

---

વપરાય છે. રોષદર્શિકામાં પ્રેમાનંદે શ્રીદામાની પત્નીની ભાષા તેવીજ વર્ણી છે. પણ અહીં કવિની કલ્પના એવી લાગે છે કે, જેમ કોઇ ગુજરાતીનો અજાણ હિંદુસ્તાની ગુજરાતી માણસની જોડે વાત કરતાં ગુજરાતી ભાષા બોલવાનો યત્ન કરે છે ત્યાં તેનાથી ગુજરાતીનાં ક્રિયાપદ વગેરેના રૂપ અસ્થાને યોજાય છે તથા તે સાથે પોતાની ભાષાનો ઉપયોગ પણ થાય છે, તેમ અહીં રાક્ષસને બન્યું છે તે વખતમાં યુધિષ્ઠિરાદિ સંસ્કૃત ભાષા બોલતા હતા, એમ કવિએ માન્યું જણાય છે. હવે પછી રાક્ષસની ભાષા આવે ત્યાં આમજ જાણવું.

૭ શ્લોક—અનુષ્ટુપ્ હિડિંબ ઇ૦—હિડિંબ ( હિડિંબાસુર ) અને બક ( બકાસુર ) ને અવકે ( વાંક વિના ) હણઇ ( હણ્યા ), અને ધર્મને ગણુઇ ( ગણ્યો ) નહિ. રે ! યદા ( જ્યારે ) વિબુધત્વ ( પંડિતપણું ) લદી ( તમે સમજ્યા હતા ) ત્યારે શું તમે બુજ્ઝી ( જાણી જોઇને ) કૂવં ( કૂવામાં ) પડઇ ( પડ્યા ) ?

( પ ) અળસી ઇ૦—અળસીના ફૂલ સરખી શ્યામળી તું કેમ નિંદા કરનારી થઇ છે ? ન કર ન કર ત્વયા ( તવ—તારૂં ) અહિત નહિ કરૂં. શુભ કરીશ, શુભ કરીશ. વરદાન માગ, વરદાન માગ.

( ફ ) અહીં યુધિષ્ઠિર પોતાનું અહિત કરનાર અધમ દાનવને તેના સ્વજાતિ પ્રેમ માટે વખાણે છે માટે યુધિષ્ઠિરનું ઉત્તમ નાયકપણું વર્ણવ્યું છે.

શ્લોક.

જો જો વિચારી રજ યાતુધાન તું,
વીરત્વ ધારી હણુ વૈરી ગાન તું;
આશે અમારાં અરપી કરી તમે,
શૂરા બનો તાપ તદા બધા શમે. ૮

અપ્રિય—

શ્લોક.

હિડિંબ નાક જો ગયાં થયો ખરો તર્યો તદા,
નપુંસકો ન દેલ કોઇ, શૂરવીર તે સદા;
લડો અડો અરિથીં આવી અસ્ત્ર શસ્ત્ર અર્પીને,
ન માયલા ન બાયલા બનો સહુ સમર્પીને. ૯

નકુલ—( સકોપ ) અહો ભ્રાતા ! એ પંટતિલને કિયે પ્રકારે શૂર ચઢવાનું છે ? ભલે આપણે આયુધ રહિત છીએ અને એ આપણો નાશ કરે, તથાપિ શું આ દેહમાં પ્રાણ સતાં એ પાંચાલીને પ્રસન્નતાથી લઇ જઇ શકે ? એગ કદાપિ થનાર નથી. અધમ મૃગ તો નપુંસક છેજ અને જો રાત્રી પડશે તો ક્યારેય પણ કહેનાર નથી કે હું યુદ્ધ કરવા તૈયાર છું. ( રાક્ષસ સામે જોઇ ) અરે મૂઢ ! શ્રવણ કરય શ્રવણ કરય— ( વ )

શ્લોક.

મૂઢ ! ગૂઢ ધૂક રૂપી દુષ્ટ દૈત્ય ! સાથમાં,
ધારતો ન તું શૃગાલ સિંહ જાણ હાથમાં;

---

૮ શ્લોક—વંશસ્થવૃત્ત. રજ—જરા યાતુધાન—રાક્ષસ

૯ શ્લોક—નારાચ છંદ. હિડિંબનું પરાક્રમ વર્ણે છે. હિડિંબ ઈ૦. નાક—સ્વર્ગમાં લડો ઈ૦--તેમ તમે પણ અમારાં શસ્ત્ર અને અસ્ત્ર આપીને લડો, નમાયલા ઈ૦--અમને અમારૂં સહુ ( શસ્ત્ર અસ્ત્ર વગેરે ) સમર્પીને ( આપી દઇને ) નમાયલા ( રાંક ) અને બાયલા ન બનો. અર્થાત પ્રથમ અમારાં શસ્ત્ર વગેરે ચોરી જઇને પછી તું અમને કપટથી મારી નાખવાનું કરેછે તેથી તું શૂરવીર નથી પણ બાયલો છે.

( વ ) પંટતિલને--છેકજ નામર્દને અધમ--( રાક્ષસનું વિશેષણ ). જો રાત્રી પડશે તો ઈ૦--( કેમકે રાત્રી એ રાક્ષસોને માયા કપટ કરવામાં અનુકૂળ છે, માટે તે વખતે એ લડવા શું કરવા આવે ? )

ઉચ્ચતાલ શા! ગ્રહીજ તેં કુઠાર સાથમાં,
આયુ વાયુ હા ગયો! ગ્રહે ગ્રહે તું બાથમાં. ૧૦

(એટલું બોલી રાક્ષસની બાથમાંથી બળાત્કારે છૂટી હેઠો પડે છે અને જંઘાસ્ફોટન કરી કહે છે કે ) અરે દાનવ ! જો તેં કોઇ દાનવિનું ઉદર સેવ્યું હોય તો આ માનવીની બીતિ માનવી જોઇયે નહિ. તારૂં નામાભિધાનાદિ કથન કરી અને મારૂં તે શ્રવણ કરી યુદ્ધ કરવા સજ થા સજ થા. (મ)

શ્લોક.

પાંડુસૂનુ કરૂં સર્વ સૂનું મતિહીણ! અજાણ ન જાણ મને તું,
ભીષણ ભીષ્મ પિતામહ છે મમ, દ્રોણ તણો ગણ્ય છાત્ર મને તું,
નામ નકુલ હું અર્જુન ભ્રાત નકુલ કર્યો નકીં જાણ તને તું,
માનવ ભીમ તણો લઘુ ભ્રાત હું, દાનવ નામ કહેજ મને તું. ૧૧

૧૦ શ્લોક—ચામર છંદ. મૂઢ ઈ૦—હે મૂઢ! હે ધૂર્ત (છાના) ધૂર્ત રૂપી દુષ્ટ દૈત્ય! તું તારા સાથમાં શૃગાલ (શિયાળ) છે એમ ન ધારતો; પણ તારા હાથમાં સિંહ છે એમ જાણ, હે ઉંચા તાડ જેવા! તેં તારા હાથમાં (તનેજ કાપવાની) કુઠાર (કુહાડી) ગ્રહી છે હા! (અરે!) તારો આયુષ્ય રૂપી વાયુ ગયો એમ જાણીને તેને તું બાથમાં ગ્રહે ગ્રહે (પકડી રાખ્ય પકડી રાખ્ય) અર્થાત અમને શું બાથમાં પકડી રાખેછે? તારા આયુષ્ય રૂપી વાયુનેજ પકડી રાખ્યને! અથવા, તું અમને હમણા ભલે બાથમાં ઝાલી રાખ્ય, પણ તારો આયુષ્ય નાશ પામ્યો એમ જાણ અહીં નકુલનું ક્રોધયુક્ત ભાષણ વર્ણ્યું છે માટે અવમર્શસંધિનું સંફેટ નામે અંગ જાણવું.

(મ) જંઘાસ્ફોટન કરી—જાંઘ થાબડીને. નામાભિધાનાદિ—નામ વગેરે.

૧૧ શ્લોક—ઇંદ્રવિજય. પ્રથમ નકુળ પોતાનું નામ કહે છે: પાંડુસૂનુ ઈ૦—હું પાંડુસુત (પાંડુનો પુત્ર છું,) તે તારૂં સર્વ સૂનું (ઉજડ) કરૂં એવો છું. હે મતિહીણ! તું મને અજાણ (યુદ્ધ કરવામાં અગર રાક્ષસોનો નાશ કરવામાં) અજાણ ન જાણ. ફરી પોતાના વડિલ તથા ગુરૂનાં નામ કહી તેને ભય ઉત્પન્ન કરે છે; ભીષણ ઈ૦—ભીષણ ભયાનક, છાત્ર—શિષ્ય. નકુલ કર્યો ઈ૦—તને નકુલ (કુળ વગરનો) કર્યો એમ તું નકી જાણ. અર્થાત્ તારો વંશ પણ ન રહેવા દેઉં. દાનવ ઈ૦—અને હે દાનવ! હવે તું તારૂં નામ મને કહે. રાક્ષસનો ધિક્કાર કરી તેને ભય ઉપજાવ્યું છે માટે અવમર્શસંધિનું દ્યુતિ નામે અંગ વર્ણ્યું છે. શૌર્ય તથા આપવડાઇનું કથન કર્યું છે માટે અવમર્શસંધિનું પ્રસંગ નામે અંગ પણ વર્ણ્યું છે.

રાક્ષસ—અપ્પુણુ ધડવત કિં ગજ્જઇ, મમ નામાભિધાન જટાસુરઃ શ્વાન ભમહતિ ન કરઇ (એમ બોલી શક્તિનો પ્રહાર કરવા જાય છે એવે નેપથ્યમાંથી શબ્દ થાય છે કે "કોણ અસુર ? પેનો મ નાનંદ ! પાચાળીને હરી ગયો ! ક્યાં છે ? ક્યાં ? હે ગદા ! તદા તને ભક્ષણ મળ્યું જાણ ! એ શબ્દો શ્રવણ કરી જટાસુર ભીમ આવ્યો જાણી યુધિષ્ઠિરને બાથમાંથી નાખી દઇ દ્રૌપદીને લઇ ચાલતો થાય છે. દ્રૌપદી હા પતિ ! હા પતિ ! એમ વિલપે છે અને યુધિષ્ઠિર નકુલ તે દાનવ પાછળ દોડી જાય છે). (म)

(હાથમાં ગદા લેઇ પ્રલયકાળના રૂદ્ર જેવે રૂપે ભીમ સહદેવને પૂછતો પ્રવેશ કરે છે)

**ભીમ**—હે અધમાધમ ! તે એમ પણ ન જાણ્યું કે હું આજે અપગવ રૂ છું તે રાક્ષસ કુળનો વિનાશીનો અપરાધ છે ! રે મૂઢ. મંગનદ ! ! શ્રવણ કર્ય શ્રવણ કર્ય —(य)

શ્લોક.

બક, કિર્મિર આદિ, હિડિંબ, હણ્યા,
નૃપ નોતમ માંબતીં મે ન ગણ્યા !
અધમાધમ ! કોઇ ન લાંબુ લણ્યા,
ભુજ આ સુગદાથી બચ્યા ન ગણ્યા. ૧૨

(म) અપ્પુણુ ઇ૦—અપૂર ઘડા પેઠે કેમ ગાજે છે ? મારૂં નામાભિધાન જટાસુર જે શ્વાન ભસે તે ન કરૂં, નેપથ્યમાંથી ઇ૦—ઓરડામાંથી ભીમ અને સહદેવનો આ પરસ્પર સમય હોવાથી ભીમ બોલે છે, તદા ઇ૦—ત્યારે (જો રાક્ષસ હોય તો) યુધિષ્ઠિર નકુલ—(કદ)

(य) પ્રવેશ કરે પ્રલય કાળના ઇ૦—(પ્રલયકાળે સૃષ્ટિનો સંહાર કરવાનો હોવાથી રૂદ્રદેવ બહુ કોપે છે, એમ પુરાણોમાં વર્ણ્યું હોય છે). અર્થાત્ અત્યંત ક્રોધી અધમાધમ—(રાક્ષસનું સંબોધન) રાક્ષસ કુળના વિનાશીનો—(ભીમે ઘણા રાક્ષસ મારેલા હોવાથી)

૧૨ શ્લોક—ટોટક ભીમે જે હેલ માર્યા તેમાંના મુખ્યના નામ જણાવે છે બક ઇ૦ માબલી—મોટા બળવાન લણ્યા—માર્યા ભુજ ઇ૦—કોઇ

વનમાં ગન પ્રસન્ન થાય તેવું નૃત્ય કરે છે તે કરી બતાવું. પ્રિયતમ ! તે હું કાલેજ પૂરેપૂરૂ શીખી રહી છુ (ઘ)

**વસંતિકા**—હા હા સખિ ! એ નૃત્ય આર્યપુત્રને બતાવવા જેવું છે, માટે કરી બતાવ કરી બતાવ

**ભીમ**—પ્રિયા ! જવા દેને ! નૃત્ય કરવું હોય તો તેનાં અનુકૂળ સર્વ સાધન જોઇએ (એવે કને પડેલા મૃદંગ પર નજર જવાથી) આ મૃદંગ તો અહીં છે પણ ઘુઘરા વગેરે જોઇએ તે આ વનમાં હોય શેના અને મળેય કયાંથી ? પ્રિયા ! એ નૃત્ય હું અવશ્ય અનુકૂળ પ્રસંગે જોઇશ

**પાંચાલી**—પ્રાણનાથ ! નૃત્યને માટે વાદિત્રાદિ સાહિત્ય જેટલું ન હોય તેટલુ ઓછુજ સમજવુ. તેમ એકલા મૃદંગ વડે પણ નથી શકે ખરૂ અરે મૃદંગે ન હોય તો ચાલે, માત્ર ઘુઘરા જોઇએ, તે જુઓ તો ખરા, હુ ત્યાંના કરતાંય સારા તમને અહીંને અહીં આણી બતાવુ છુ. (એટલુ કહી નદી ભણી જઇ ખડખડતા ઘુઘરા વીણી લાવે છે) (ન)

**વસંતિકા**—સખિ અહીં આવ્ય અહીં આવ્ય. આ શીલાની પાછળજ નર્યા ઘુઘરા છે અહીં તે એની શી ખોટ બળી છે ! (દ્રૌપદી ત્યાં આવે છે અને ભીમ ઘુઘરા કેવા હશે તે ઉચો થઈ જુએ છે) (પ)

**પાંચાલી**—(ઘુઘરા બતાવી) આર્યપુત્ર ! જુઓ જુઓ આવા ઘુઘરા તો આપણે ત્યાંનાય વાગતા નથી.

---

(ઘ) કમળપ્રાપ્તિરૂપ કાર્યની આરંભ દશામા દ્રૌપદીનો યત્ન વર્ણાય છે પ્રિયપતિ ઇ૦--ચઢી શેના જાવછો તે ? ગુસ્સે શાના થઇ જાઓછો ? તે--(વાક્યાલંકારવાચક અવ્યય) અભિરૂચિ--ઈચ્છા નૃત્ય કરી બતાવવાનુ કહીને, જે રીતે કાર્યસિદ્ધિ પામે એવી યોજના દ્રૌપદીએ કરીછે, માટે મુખસંધિનુ સુકિત નામે અંગ વર્ણાયુ છે

(ન) વાદિત્રાદિ--વાજિત્ર વગેરે ખડખડતા ઘુઘરા--શણના ઘુઘરા

(પ) નર્યા--એકલા--અર્થાત ઘણા દ્રૌપદી વનમા મુનિકુમારિકાના સહવાસમા રહીને શણના ઘુઘરાથી માહિત થયેલી છે, અને ભીમ પુરૂષને છાજતા કૃત્યોમા રોકાયેલો રહેવાથી વનમા રહેવા છતા પણ એવા ઘુઘરાથી અજાણ છે, એ કલ્પના ઠીકજ છે.

**ભીમ**—( ધુત્તરા જોઇ [ શ્વાસ નાખી ) ભલે પ્રિયા ! એ બાધી નૃત્ય કરો વારૂ જોઇએ તો ખરા કે મુનિકુમારિકાઓનું નવું નૃત્ય તમે કેવું શીખ્યા છો ! પણ ઝાઝી વાર થાય નહિ તો ( फ )

**પાંચાલી**—પ્રિયતમ ! જરાકે વાર થવાની નથી, જુઓ તો ખરા ગંમત પડશે અને મને તમે નિત્ય એનુ એજ કરવા કે'શો.

**વસંતિકા**—( ધુત્તરા ઝાંઝર પગે બાંધી રહ્યા પછી ) લે, સખિ હવે નાચી બતાવ. જોજે ધારી રાખેલુ ભુલી જતી ( ब )

**પાંચાલી**—અરે એ તે ભૂલાતુ હશે કે ? ( એટલું કહી આ પ્રમાણે અભિનયપૂર્વક ગાય છે અને નાચે છે ) ( भ )

## ચર્ચરિણી ચતુષ્પદિકા.

વનવન ગનવન ભટકી અટકી થનગન નાચે હા નાચે મુનિબાળા;
રૂપ રસાળા મોહનીં શાળા નયન વિશાળા ધરીં કરમાળા બાળા. વન૦
પતિ અતિ ગતિ ધરીં મતિ કરીં નિર્મલ અમલ કમલ વર લાવો લાવો;
મમ કરણ ધરૂ પતિ પાસ ફરૂં મન આશ ભરૂં ભરપૂર વા'વો લા'વો પતિ૦ ૫

( પૂરૂ ગાઇ નાચી રહી નહિ તેટલામા પ્રસન્ન થયેલા ભીમ દ્દઢલિંગન દઇ આ પ્રમાણે કહે છે )

---

( फ ) વધારે ઇ૦—ભીમની ઉત્સુકતા વર્ણી છે ( ब ) ધારી રાખેલુ—અર્થાત્ શીખી રાખેલુ નૃત્ય અને ગોખી રાખેલુ ગાયન 'ભીમની પાસે કમળ માગવાનુ ભૂલી ન જતી' એ વસંતિકાના વાક્યનો વ્યંગ્યાર્થ છે અહીં એક અર્થ પ્રસિદ્ધ છતા બીજો અપ્રસિદ્ધ અર્થ વર્ણાવ્યો છે માટે **શોભા** નામે નાટયલક્ષણ

( भ ) 'તારો કહેલો વ્યંગ્યાર્થ હુ સમજી છુ' એમ દ્રૌપદી વસંતિકાને જણાવે છે, અરે ઇ૦

૫ ચર્ચરિણી ચતુષ્પદિકા—ત્રીશ માત્રાના ચતુષ્કળ નવ ગણ કરીને રચેલુ ચાર ચરણનુ નાચતુ ગાયન એના ત્રીજા ચરણમા નવને ઠામે આઠ ગણ આવે છે. વનવન ઈ૦—મુનિબાળા ( વનવાસી મુનિઓની કન્યાઓ ) વનવન ( આ વનથી પેલા વનમા એમ ) ગનવન ( કોઇ અહીં તો કોઇ તહીં એમ છુટીછુટી ) ભટકીને પછી ( એક સ્થળમા ) અટકીને ( બધી એકઠી મળીને ) થનગન થનગન નાચે છે હવે મુનિકન્યાઓ શી રીતે નાચે છે તે કહે છે રૂપ ઈ૦—એ કન્યાઓ પોતાના થનારા પતિ પાસે શુ ઇચ્છે છે તે વર્ણે છે, પતિ ઈ૦ રતિ—પ્રીતિ નિર્મલ-

**ભીમ**—પ્રિયતમા ! ધન્ય છે ધન્ય છે ! મુનિકુમારિકાઓનું અનુકરણ કરવામાં તું પૂરેપૂરી પાર ઉતરી ગઇ છું ! પ્રિયા ! તેં આટલી બધી નિપુણતા આ શીખવામાં ક્યારે સંપાદન કરી ? કે', કે' તો ખરી ! નૃત્ય કરતાં તેં જે ચપળતા દર્શાવી છે તેનું વર્ણન થઇ શકે તેવું નથી. (म)

શ્લોક.

મૃગયા કરનારાઓ, ભાળી મૃગલી ગતિ કરે જેવી;
તુજ ચપળતા તેવી, કે'વી કથમ કરી કહે કુશળ દેવિ ! ૬

પ્રાણપ્રિયા ! માગ્ય માગ્ય; જા તું જે માગે તે તને મેં આપેલુંજ છે એમ તારે જાણવું. અહા ! તેં આ કાર્યમાં શી નિપુણતા સંપાદન કરી છે ! માગ્ય માગ્ય; પ્રિયા ! શું મારી કને માગવાની ઇચ્છા છે ?

**પાંચાલી**—પ્રાણનાથ ! મેં કંઇ મારા મનની ઇચ્છા પૂરાવવા આર્યપુત્રને નૃત્ય કરી બતાવ્યું નથી. આ તો ભલા મેં'કું એ નાચ હું શીખી રહી'તી ત્યારે તમને બતાવ્યું હોય તો ઠીક ! આર્યપુત્ર માગ્ય

---

(મતિનું વિશેષણ.) અમળ (કમળનું વિશેષણ). અથવા, નિર્મળ અને અમળ બન્ને શબ્દોને કમળનુંજ વિશેષણ ગણીએ તો, અમલ—સ્વચ્છ—સફેદ અને નિર્મળ—કચરા કાદવથી નહિ બગડેલાં: એવા બે જુદા જુદા અર્થમાં નિર્મળ અને અમળ શબ્દો વપરાયા છે માટે **શબ્દાર્થઉભયયમકચિત્ર**. જેમ, “ करिकुंजरुधिररक्तखरनखरः ” (જુઓ કાવ્યપ્રકાશ). કમળને શું કરીશું તે કહે છે; મમ ઇ૦—તેને હું મારે કાને ધરૂં, પછી પતિની પાસે ફરૂં, અને મનની આશા ભરપૂર ભરૂં (પૂર્ણ કરૂં), એજ લા'વો છે, લા'વો છે. આ ગાયનમાં મુનિકન્યાઓની ઉક્તિના મિષથી દ્રૌપદી પણ પોતાના પતિ પાસે કમળ માગે છે, એવી સૂચના કરીને **શોભા** નામે નાટ્યલક્ષણ વર્ણ્યું છે.

(म) મુનિકુમારિકાઓનું અનુકરણ કરવામાં—તેમની પેઠે અભિનય કરી નાચી બતાવવામાં. કે' કે'—(અતિ જીજ્ઞાસાને લીધે બે વખત પૂછ્યું છે).

૬ શ્લોક—આર્યા. મૃગયા ઇ૦—મૃગયા (શિકાર) કરનારાઓને જોઇને મૃગલી જેવી ગતિ કરે છે તેવી તારી ચપળતા છે. હે કુશળ દેવિ ! એવી તારી ચપળતા કથમ કરીને કહેવી (વર્ણવવી) તે તું કહે ! દેવી નૃત્યમાં કુશળ છે એવા અભિપ્રાયને સૂચવનારૂં ‘ કુશળ ’ વિશેષણ છે, માટે **પરિકરાલંકાર**.

માગ્ય કહી રહ્યા છો તે મારી મશ્કરી તો નથી કરતા ? પ્રાણપ્રિય આ નાચ શીખવા માંડ્યો ને મને બે દિવસ થયા છે ! (ય)

**ભીમ**—(સહર્ષ) પ્રિયા ! એટલાજ માટે હું તને સ્વેચ્છિત પારિતોષ આપવા પ્રવૃત્ત થયો છું. માગ્ય માગ્ય, જે તારી ઇચ્છામાં હોય તે માગી લે. (ર)

**પાંચાલી**—આર્યપુત્ર ! આપ એમ ન સમજશો કે આ હું બદલો વળાવવાની ઇચ્છા કરૂં છું, પરંતુ આપણાં દુઃખનો વીસારો પાડવાને તમારા અતિ આગ્રહથી હું માગુછું કે, પ્રાણપતિ ! આવાં (દિવ્ય કમળ દેખાડી) સહસ્ત્ર સરોજ આણી આપી મને પ્રસન્ન કરવા ઇચ્છતા હો તો કરો. (લ)

**ભીમ**—(સઆશ્ચર્ય) અરે ! એ અલભ્ય અરવિંદ કિયે પ્રકારે લાવી શકાય ? કદાપિ તેમ છતા જીવને જોખમે આણ્યા તો તેનો ઉપયોગ કેટલી ઘટિકા લેવાનો ! પ્રિયા ! એવું હાસ્ય કરવું જવા દઇ જો માગવાની ઇચ્છા હોય તો આપી શકાય તેવું કંઇ માગ્ય. (વ)

---

(ય) મેંકુ—'મેં કહ્યુ' એનું સંક્ષિપ્ત રૂપ 'મારા મનમાં એમ હતું કે' એવા અર્થમાં એ શબ્દ વપરાય છે.

(ર) સ્વેચ્છિત પારિતોષ—તારી ઇચ્છામાં આવે એવું ઇનામ. પ્રવૃત્ત થયો છું—અર્થાત્ તૈયાર થયો છું.

(લ) બદલો વળાવવાની—(મે નૃત્ય દેખાડયું તેનો). અર્થાત્ તમારે બદલો વાળવો તો જોઇએ, એ વ્યંગ્યાર્થ છે. દુઃખનો—વનવાસ સંકટનો. સરોજ—કમળ. કરો—(પ્રસન્ન, અધ્યાહાર).

(વ) અલભ્ય—ન મળી શકે એવાં (દેવનાં છે માટે). અરવિંદ—કમળ. જીવને જોખમે—તે લેવા કુબેરના દેશમાં જવુ પડે અને કદાચ તેના સેવકો તે ન લેવા દે તેથી તેની સાથે યુદ્ધ કરવું પડે તેમાં જીવનુ જોખમ છે. કેટલી ઘટિકા?—અર્થાત્ થોડા વાર પછી તો તે કરમાઈ જઇ સુકાઇને નકામાં થશે. હાસ્ય ઇ૦—કેમકે કમળ જેવી ક્ષુલ્લક ચીજ માટે જીવનું જોખમ વહોરવાનું કોઈ વિચારવાન માણસ તો કહે નહિ. તું પણ વિચારવાન છે, તેમ છતાં તુ એવું કહે છે માટે એ જરૂર હાસ્ય હોવું જોઇએ.

ભીમ—બસ તારે તારાં માગેલાં કમળ જોઇએ છીએ એટલું જ છે કની, કે મને વાક્યબાણથી વેધવો અને તે મેં સહન કરવું, એવું બીજું વરદાન કંઇ માગી લીધું છે ! વનનિકા ! તમે આશ્રમમાં જાઓ, હું કમળ લઈ આવું છું (એવે ભીમો શોધતા અને આમ તેમ જોતો સ્મરવર્ધક પ્રવેશ કરે છે) (ह)

સ્મરવર્ધક—અહો આર્યપુત્ર તો અહીં છે ને શું ? મહારાજ, વત્સ ઘટોત્કચે પૂછયું છે " આજ મખમૃગ લેવા તમે જશો કે હું જઈ લઈ આવું ? વળી મહારાજા યુધિષ્ઠિરે કહ્યું છે કે આજ ક્યારના વૃકોદર ક્યાં ગયા છે ? માટે મહારાજ ચાલો, તેમ ! મળી પાછા આવવું હોય તો આવજો (झा)

પાંચાલી—" હું રૂડી ચૂડો પે'રવા ગઇ ત્યારે મરૂડિયો મારો પરણ્યો " ' ભાવતું'તું ને વૈદ્યે કહ્યું ' આર્યપુત્ર ! જાવ જાઓ એ લાલ વાળું કામ કહ્યું છે તો સ્મરવર્ધક ! તું મારો જવે વાનેશમી શું તવો વાલેશરી મારો આખા વિશ્વમાં બીજો કોઇ નથી ! (ञा)

---

સારે માગ વાપરૂ અથવા બોલું માંગ વાર, તેમાં તમને કાંઈ નથી એમ તમે કહીને મારા આચરણ ઉપર શંકા લાવો છો કે કદાચ દ્રૌપદી આણી આણેલાં કમળનો ઉપયોગ પાપ કરે ! મારા ઉપર આવી શંકા લેઈ આ ગ કરનાર વાક્ય જે તમે બોલ્યા છો તે મારા કહેવા પ્રમાણે તમારા વાક્ય કહ્યા પ્રમાણે ઉતરે તેમ નથી કમળનો ઉપયોગ કેવી રીતે કરવાનો છે તે બતાવે છે મેં જે ૬૦ બાગ ના—બાગરિયા ઘરના ૬૦—અર્થાત્ અહીં કોઇ પરાયું નથી કે જેથી તમો તમારું બોલ્યું ફરવશો તો લાજ જશે !

(ह) બસ—બસ—હવે વધારે બોલવાની જરૂર નથી અર્થાત્ જ્યારે બે તીર તે મારાથી સહન થશે નહિ આ વાક્ય ભીમનો ન સહન થાય એવો કોપ બતાવનારૂં છે

(झा) મખમૃગ—યજ્ઞને માટે મૃગ ।

(ञा) મરૂડિયો—વૂ ગર અર્થાત્ કમળ લાવી આપવાને તમે કચવાતાં હતા એવામાં આ બાબ બાબ તેડું આવ્યું કેમકે માર ઘણીવારથી મળ્યા નથી તેના પ્રતીજ તમારી ત્યાં જરૂર છે તે કંઇ ખરી જરૂર કહેવાય નહીં એમ કહેતા હવે તમે જો ત્યાં જાઓ અને કમળ લાવી આપો, તો તમે નથી આપી શકતા એમ જાણવું જોઇએ

ભીમ—પાંચાલી ! મેં મુખમાગ્યું આપવાનું કહ્યું છે એટલે તને સહુ પે'લી પ્રસન્ન કરીશ. અલ્યા સમરવર્ધક ! જા જઇ ધટોત્કચને મખમૃગ લાવવાનું કે' અને મહારાજાને વિદિત કરજે કે વૃકોદર આ વનનાં રમણિક સ્થળ જોવા ગયો છે તે અધુના પાછો આવશે. એ અલ્યા ! બીજું કંઈ કે'તો નહિ હો.

સ્મરવર્ધક—અમારી તો ભલા રાત બીજું ને ત્રીજું કે'છે કે જાણેય છે. " જેમ નચાવે તેમ નાચોને ! " દેવિ ! મંત્રાનંદ સમયે અમને જાડ્યા હોત તો આજ આમાંનું કંઇએ રે'ત નહિ. (ગા)

વસંતિકા—અલ્યા વાહરે ! તને એકલાનેજ બોલતાં આવડે છે કે શું ? " પ્રસન્ન થયેલું શ્વાન મુખ ચાટે અને કોપે ત્યારે પગ તોડે. " એમાં કિયાને વખોડે અને કિયાને વખાણે ? જા તું તારે જ્યાં જતો હોય ત્યાં. (ઘા)

સ્મરવર્ધક—વાહરે બટુકાણી ! તમે તો પટુકાણી કરવાનું શીખ્યાં ને શું ! જો જો કોઇ ભટાણી ઠરી ના દે હો ! (ઙા)

(ગા) જેમ ઇ૦—જેમ દ્રૌપદી નચાવે તેમ નાચો. અર્થાત્ અમારે તો તમે ખોટું કહેશો તોય હાજી હાજી કરવું પડશે. દ્રૌપદીને મંત્રાનંદનો પ્રસંગ સંભારી આપીને મહેણું મારે છે: દેવિ ઇ૦—મંત્રાનંદ આવ્યો તે વખતે મને દૂર કર્યો હોત તો મારે શું કરવા તમારી પાસે આજ આવવું પડત ! અર્થાત્ તમે પોતાના આસઅનાસને ઓળખી શકતાં નથી !

(ઘા) દેવીના આગળ વિદૂષક આમ વધારે પડતું બોલ્યો તે તેની સખી વસંતિકાથી ખમી શકાયું નહીં તેથી તે તેને કહે છે: અલ્યા ઇ૦. પ્રસન્ન ઇ૦—" કૂતરું રીઝે તો મુખ ચાટે અને ખીજે તો પગ કાટે " એ કહેવતનો અનુવાદ- મતલબ કે તું નારાજ થાય ત્યારે મહેણાં મારે અને રાજી થાય ત્યારે વિવેક વગરનું બોલે, એમ બન્ને રીને કૂતરા જેવો છે.

(ઙા) બટુકાણી—બટુકની પત્ની. બટુક—નાનું બાળક. એ ઉપરથી નાદાન છોકરાં જેવી બુદ્ધિવાળા બ્રાહ્મણને બટુક કહે છે. દાસીને વિદૂષકે બટુકાણી કહીને તેનો બે રીતે તિરસ્કાર કર્યો: એક તો, તું નાદાન છોકરી છે, અને બીજું બટુકની પત્ની છે ! પટુકાણી—( પટુ—ચતુરાઇવાળી—સ્ત્રી'ની વાત ) ચતુરાઈ ભરેલી વાત. બીજો ઉપલક દેખાતો અર્થ—પટપટારો—લવારો. ભટાણી ઇ૦—તને આવી ચતુર જાણીને રખેને કોઈ ભટ પરણી ન બેસે !

**ભીમ**—વયસ્ય ! હવે કંઇ પણ બોલ્યા વિના દેવીને આશ્રમમાં લઇ જા. હું થોડા સમયમાં ત્યાં આવું છું એમ કહેજે. પ્રિયા ! તારા બોલ્યા સામું ન જોતાં તને પલક વારમાં પ્રસન્ન કરી જાણજે. ( કૃષ્ણા કને જઇ કાનમાં ) પણ મારા આ કમળ લેવા ગયાની વાત મહારાજા ન જાણે તેવી વ્યવસ્થા કરજે. ( એવે ત્યાં વિદ્યાધર પ્રવેશ કરેછે ) ( ચા )

**વિદ્યાધર**—( દ્રૌપદીને જોઇ ) મહિષીને સત્વર બોલાવી લાવવા મને મહારાજે તથા ધૌમ્યાચાર્યે મોકલ્યો છે. ( છા )

**પાંચાલી**—( નમન કરી ) હા દ્વિજદેવ ! હું આ આવી. *પ્રિયતમ ! વે'લા આવજો; હવે હું જઉં છું. ( એટલું બોલી જતા ભીમને જોતી જોતી સહુ સાથે ચાલી જાય છે ).

( ચાર ભૂત પ્રવેશ કરે છે. )

**બ્રહ્મરાક્ષસ**—અહો અવગતિક ! આજ અત્યંત આમોદ પ્રાપ્તિ થાય એમ લાગે છે. જો પેલો દીર્ઘકાય આવે છે તે તારા નામની ગતિને પામે તેમ કરવું. એટલે આપણે પંચ મળી પરમેશ્વરના લોકને પામિયે. " એકથી અનેક ભલા " એમ કહેવું છે. ( જા )

---

( ચા ) તારા બોલ્યા સામું ન જોતાં—તેં મને જે પાંડુનંદન વગેરે વચન કહ્યાં છે તે ઉપર વિચાર કરતા તો મારે તારા સામુંય ન જોવું જોઇએ, એમ છતાં પણ તું એવા વચન મારા પરના સ્નેહને લીધે બોલી છે એમ માનીને. મહારાજા—યુધિષ્ઠિર. વિદ્યાધર—ધૌમ્યનો એક શિષ્ય

( છા ) મહિષી—પટરાણી—દ્રૌપદી. *જતાં જતાં દ્રૌપદી ભીમને સ્નેહવચન કહે છે; પ્રિયતમ ઇ૦. જતા ભીમને જોતી જોતી—એ વાક્યથી દ્રૌપદીનો ભીમ પરનો અનુરાગ વર્ણવ્યો છે.

( જા ) પ્રવેશ ૨ જો. સ્થળ—ગાઢ જંગલ. આ પ્રવેશમાં ભીમને ચાર ભૂત મળે છે. વીર પુરૂષ ભૂતાદિકને કેવાં તુચ્છ ગણે છે, તથા જે ભૂતથી બીહીતા નથી તેમના પર તેમની સત્તા ચાલતી નથી, એમ બતાવવાને આ પ્રસગ વર્ણવ્યો છે. બ્રહ્મરાક્ષસ—બ્રાહ્મણ જાતિનો ભૂત. અવગતિક—કણબી, કોળી વગેરે અન્ય જાતિનો ભૂત દુર્વાસનિક બ્રાહ્મણ મરીને જેમ બ્રહ્મરાક્ષસ થાય છે તેમ તેવો શૂદ્ર મરે છે ત્યારે તે અવગતિયો થયો કહેવાય છે, અને તે ઉપરથી " અવગતિક " નામની

શ્લોક.

" જ્ઞાતિ તો નાકકટ્ટાની, વાધે તેમ વધારીયે;"
ભવિષ્યે ભૂતયોનિ જો, પામ્યે વૃત્તિ ન વારિયે. ૭

અવગતિક—ઇની બુનને રાખું ઉતરગાંય, એ ઇુબએ તો હવચુ થાયમે. હું તો ઇને હાકિં કરતોક ખીધાલીશ જો બાંધ્યો તો મેં સીખ્યો હગજજે. સોને સોરો જાડો ભામ રચો. અલ્યા ભરમરખસા! એ દીયરાના રોટિયા હીધા હટ કિમ હગે? (ઝાપડા સામે જોઇ) અલ્યા ઝાંપડા, તું તો એ મારા સંચાને વડગીઝ પડજે, સોડતો ના હો. (શ્રા)

યોજના કવિએ કરેલી છે. એ પ્રમાણે ચાડાળ મરીને ઝાંપડો થાયછે વગેરે જાણવું. આમોદ—દર્પ. (બ્રહ્મરાક્ષસ છે માટે સંસ્કૃતપ્રાય ભાષા વગેરે વર્ણવ્યું છે). ભીમને આવતો જોઇને કહેછે જો ઇ૦. દીર્ઘકાય—લાંબા (મોટા) શરીરવાળો—ભીમ. તારા નામની ગતિને—તું અવગતિયો છે, માટે તેને પણ અવગતિયો કર—મારી નાખ. (અંતરિયાળ મરે તે અવગતિયો થાય છે, એમ સામાન્ય લોકો માનેછે) પંચ મળી—પાંચ ભૂત થઇને. બ્રહ્મરાક્ષસ, અવગતિક, ઝાપડો અને ઝાંપડી. એવાં ચાર ભૂત છે અને આ પાંચમો આવી મળે તો પાંચ થઇએ પરમેશ્વરના લોકને પામિયે—ઉધ્ધાર પામીએ. લોકોમાં પણ કહેવાય છે કે "પંચ ત્યાં પરમેશ્વર." આપણું ભૂત પણ પાંચ થઇશું તેથી આપણે પણ પરમેશ્વર થઇ શકીશું. પરમેશ્વરના લોકને પામવાને શી જરૂર? એમ કહેશો તો—એકથી ઇ૦.

૭ શ્લોક—અનુષ્ટુપ્ જ્ઞાતિ તો ઇ૦—લૌકિકકથનનો અનુવાદ છે માટે **લોકોક્તિ** અલંકાર. ભવિષ્યે ઇ૦—અને એમ કરતાં ભવિષ્યે (ભાગ્યભવિષ્યે—કદાચિત્ દૈવંયોગથી) જો તેને ભૂતયોનિ (ભૂતજાતિ) પ્રાપ્ત થાય તો તેમ કરતા આપણી વૃત્તિને વારિયે (અટકાવીએ) નહીં અર્થાત્ બીજાને ભૂતયોનિ પમાડવાને યત્ન કરતાં આળસ કરવું નહીં. ભૂતોનો આવો સ્વભાવ તેમની વાણીદ્વારા વર્ણવ્યો છે માટે **સ્વભાવોક્તિ અલંકાર.** "ભવિષ્યે ભૂત" એ શબ્દોથી "ભવિષ્યકાળમાં ભૂતકાળ" એવો અસંગત અને વિરૂદ્ધ અર્થ ઉત્પન્ન થવા રૂપ, વિરોધ ન છતાં વિરોધનો આભાસ છે, માટે **વિરોધાભાસ** અલંકાર.

(શ્રા) અવગતિયો થયેલો કોઇ ખેડૂત કોળી છે એમ એની ભાષા તથા અર્થ ઉપરથી વ્યજિત કરે છે ઇની ઇ૦—આ લોકોની ભાષામાં અને શુદ્ધ ભાષામાં કેટલો તફાવત છે તે જણાવવાને તથા અર્થના સ્પષ્ટિકરણ માટે અવગતિકનાં વાક્ય

ભીમ—અહા ! ક્ષમાની દાગા ? અને તે આ ભાઈભીમને ? કૃષ્ણા ! આજ તારૂં સુદૈવજ કે તું જીવતી રહી ! અરે કમળ ક્યાં છે ? ક્યાં છે ? તેના રક્ષકો તે મને કેમ આણી આપી જતા નથી ? ભલે ! એ અરવિંદોનું રક્ષણ કરનાર ઇંદ્ર, વરૂણ વા કુમેર હોય, વા સાક્ષાત્ શંકર હોય. તોપણ તે યમપુરીના માર્ગેરથજ માનવા જોઇએ. ( ટા )

શ્લોક.

ધડાકટ કર્તી ગદા મારી આ જો,
છૂટે છેલડી તો સુરો મારીઆ જો;
ભલે ભૂત પ્રેતો ! હવે હામ મેલો,
ભગાડે જગાડે ભલો જુદ્ધ મેલો.

( "ભૂતપ્રેતો" ઇત્યાદિ ભીમના ભયાનક શબ્દો શ્રવણ કરી યક્ષ-રાક્ષસ પૃથ્વીમાં સમાઇ જાય છે અને અવગતિક વાડકો થઇ અંતરિક્ષમાં ઉડી જાય છે તથા ઝાંપડોઝાંપટી પડતાં આખડતાં પુંઠે વગાળે સંતાઇ જાય છે. )

---

રહી એવાને ભખીભખી નીજ ( ખાઇ ખાઇનેજ ) માત્યા ( માતા ) મેલડી થઈ છે, સુવા ! હું ય માતા થઇશ.

( ટા ) પાંડુનંદનસાણું દ્રૌપદીનું વચન ભીમના મર્મસ્થળને લાગ્યું છે તે ભૂલાતું નથી, એમ બતાવવાને ભીમનું તે સંબધી ભાષણ વર્ણ્યું છે; અહા ! ઇ૦—અહા ! શું હું ભીમભડ કોઇનેય ક્ષમા કરૂં એવો છું ? અર્થાત્ નહિજ પણ આજ મેં દ્રૌપદીને એના અપરાધની ક્ષમા કરી ! એજ વાતને વધારે સ્પષ્ટ કરે છે; કૃષ્ણા ઇ૦. કૃષ્ણા—દ્રૌપદી. ભીમના મનમાં આવો ક્રોધ જામી રહ્યો હોય તોજ તેના આવેશમાં દૈવી કમળ લાવવા જેટલી હિમ્મત અને સાહસ થાય, એવા હેતુથી ભીમનો ક્રોધ વર્ણવ્યો છે. ભીમનો ગર્વ વર્ણ્યો છે. અરે ઇ૦—અર્થાત્ દેવના રક્ષકો પણ દેવ હોવાથી તેમણે મારા મનની ઇચ્છા જાણવી જોઇએ. અને મારા પરાક્રમને પણ જાણવું જોઇએ એમ છતાં તેઓ કમળ મને નથી આપી જતા એ શું આશ્ચર્ય છે ! કદાચિત્ તેઓ પોતાના દૈવીબળના ગર્વથી નહીં આપી જતા હોય એમ તર્ક કરીને કહે છે, ભલે ઇ૦. યમપુરીના માર્ગેરથ—જમપુરીને રસ્તે પડેલા.

૮ શ્લોક—ભુજંગી. કર્તી—કરતી. છૂટે ઇ૦—જો છેલડી ( અર્થાત્ શોભિતી

**ભીમ**—શું મને અદ્યાપિ કોઇ કમળ આણી નથી આપી જતું? શું દેવો તમને ગર્વ થયો છે નહિ વારૂં? ઠીક, હવે હું જ આ વાસ આવે છે તે પરથી તે સ્થળ શોધી કાઢી તેના રક્ષકોના સમાચાર લેઉં છું લેઉં છું. (એમ બોલતો બોલતો ચાલ્યો જાય છે.) (ઠા)

(આવતો માણસ જોઇ મહિષાદિ પશુઓ તથા વ્યાઘ્ર ભલ્લુકાદિ અનેક શિકારી પ્રાણીઓ તેને મારી ખાવાના લોભથી દોડી આવે છે.)

**ભીમ**—(વ્યાઘ્રને જોઇ) અરે ક્રુર! શું તું મને મારવાની ઇચ્છાથી આમ તેમ સંતાઇ રહી લાગ તપાસ્યા કરે છે? અરે તું વ્યાઘ્ર છું કે શ્વાન? જો તું વ્યાઘ્રની જાતિમાં ઉત્પન્ન થયેલો હોઉં તો સામો થા સામો થા! ગભરાયલા જેવો આમ તેમ નાસે છે કેમ? (એટલું કહી વાઘને પકડી સૂકર પર નાખે છે તેથી ભય પામી બંને પડતાં આખડતાં નાશી જાય છે). અરે! આ એકદમ પાણી ક્યાંથી ઉડ્યું? હાં હાં ઠીક, એ તો આ ભલ્લુક મને ગભરાવવા ઇચ્છે છે. વારૂ લાવ્ય સારે એની પણ ખબર લઇ નાખું! (એમ વિચાર કરી બે ચાર રીંછને સામટાં પકડી પૃથ્વી પર પછાડે છે.) અહા! પેલો મત્ત માતંગ મને મારવા દોડી આવતો દેખાયછે. (ગદાને તોળી જોઇ). (ઠા)

---

ગદા) જો મારા હાથમાંથી છૂટે તો તેણે બધા સુરો (દેવો) ને મારીયા (માર્યા) એમ જા. પહેલાચરણનો છેલ્લો 'જો' અન્વય છે અને ઈ૦—અર્થે તે સ્થળનું રક્ષણ કરનાર ભૂત અને પ્રેતો હોય, તો હું તેમને પણ કહું કે તમે હવે હામ મેલો-છોડી દેઃ કારણ કે આ ભીમ યુદ્ધરૂપી ભયો મેગો જગાડે અને તમને ભગાડે. આ કવિતામાં દરેક ચરણના છેલ્લા પ્રાસાનુપ્રાસ એક જાતના શબ્દથી બનેલા છે માટે **પાદાંતયમકાલંકાર.**

(ઠા) લેઉં છું લેઉં છું—(અતિશય ક્રોધથી થયેલી ત્વરા બતાવવાને દ્વિરૂક્તિ કરી છે)

(ઠા) મહિષાદિ—પાડા વગેરે ભલ્લુકાદિ—રીંછ વગેરે. શિકારી પ્રાણી—બીજાં પ્રાણીનો શિકાર કરી જીવનારાં ભીમનું નિર્ભયપણું તથા બળવાનપણું વર્ણ્યું છે, અરે ઈ૦. ક્રૂર—(વાઘનું સંબોધન) સૂકર—વરાહ. વનમાંનાં રીંછ મુખમાંથી પાણી ઉરાડી પોતાના શિકારને ગભરાવી નાખે છે અને પછી મારી ખાય છે, તેના જેવો પ્રસંગ વર્ણ્યો છે; અરે આ એકદમ ઈ૦. મત્ત માતંગ—મદોન્મત્ત હાથી.

## શ્લોક.

ગદા હવે તું હરખી વિચારૂં હું,
મને ગમ્યું સ્થાન તને ન વારૂં હું;
સદા સુખી થા ન તુને વિસારૂં હું,
અરે ન મારૂં મન માન્યું ધારૂં હું. ૯

( એટલું બોલી વેગથી દોડી આવતા હાથીને એક ગદાઘાત કરે છે તેથી માથામાં ચીરા પાડી છટ લઈ તે નાશી જાય છે ) અરે વળી આ ઉન્મત્ત મહિષ શા મોદક જમવા ગાન લાગી દોડી આવતો હશે! વારૂ એની તો ઇચ્છા પૂરાવા દેવી તેજ ઠીક છે ( એવો વિચાર કરી ઉભો રહે છે અને પાડો આવી ભેટી મારે છે તેથી ભીમ કંઇ પણ ચલાયમાન ન થતા ઉલટો પાડોજ પૃથ્વી પર પડી તરફડ્યા કરે છે ) અરે શું ધૌમ્યાદિ મુનિઓ કહેતા હતા કે આ માર્ગે કોઇથી જવાય એવુ નથી, તે મારે કેમ કરી સાચું માનવું? હા હા, ઠીક. આ ઘાડી ઝાડી હોવાથી વ્યાઘ્રાદિ તેમા ભરાઇ રહેતા હશે અને નિર્બળ જનારને જતા ખાઇ જતા હશે. વારૂ હાલ્ય

૯ શ્લોક—ઉપેન્દ્રવજ્રા. ગદા ઇ૦—હે ગદા! હવે તું હરખ પામી છે એમ હું વિચારૂં છું ( તને ઉપયોગી થવાનું સ્થાન મળ્યું માટે ) વાઘ, રીંછ, અને સૂવર જેવા પ્રાણીઓને તો હલકા ગણતો હતો એટલે તેના ઉપર ગદાનો આઘાત કરવો ઉચિત નહોતો, પણ હવે આ મોટા દેહવાળો હાથી છે માટે ગદાનો ઉપયોગ થઈ શકે એમ છે, એમ ધારીને તું હરખી છે, એમ હું ધારૂં છું. મને ઇ૦—( તારો ) મને ( મનમા ) સ્થાન ( હાથીના દેહરૂપી ) ગમ્યુ તો હું તને વારતો નથી—અને તું જઇને એના ઉપર પડ અથવા, મને પણ એ સ્થાન ગમ્યુ છે માટે તને હું વારતો નથી ગદાને આશિર્વાદ દે છે સદા ઇ૦—તું સદા સુખી થા, હું તને વીસારતો નથી અર્થાત્ તને હાથી રૂપી ભક્ષ મળ્યુ તો તુ તેને ખાઇને રાજી થાય તેથી હું તને એક વેળી ભાગી તારા પર ગુસ્સે થઇને તને ભૂલી જઇશ એમ તુ ન ધારતી પણ અરે! ( ખેદનો અભિનય ) મારૂં મન માન્યુ ( આ સ્થળ છે એમ ) હું ધારતો નથી!—જેના પર વારંવાર ગદાઘાત કરવાનો મને ઉત્સાહ થાય એવુ આ સ્થળ નથી તેનો મને ખેદ થાય છે. આ હાથી એક વનદેવતાનું વાહન છે, એમ આગળ વર્ણવશે ભીમ હવે પછી જે પરાક્રમ કરશે, તેને સંભવિત કરવાને આ તેનુ અદ્ભુત પરાક્રમ વર્ણવ્યું છે.

ત્યારે હુ અર્થ મળતો પરમાર્થ પણ કરતો જઉં ( એમ વિચાર કરી બબ્બે ત્રણ ત્રણ ઝાડ ઝાલી ખેંચી નાખી આમ તેમ નાખતો અને પથ પાડતો ચાલ્યો જાય છે. તેનામાં એકાએક થોડે છેટે અગ્નિના ભડકાઓ દેખાવાની સાથે ઊભો રે' ઊભો રે' એવો શબ્દ સંભળાય છે,અને આકાશમાંથી ઉતરી બે વિકરાળ રૂપ ધારી વનદેવતાઓ ભીમનો માર્ગ રોકી ઉભી રહે છે. ) (ણા)

નવમલ્લિ—વયસ્યા વક્રવલ્લિ ! તારા આ વનના પ્રથમ રક્ષક બ્રહ્મ-રાક્ષસાદિ પણ આને જોઇ નાસી ગયા એમ અનુચરીએ આવી સમાચાર કહ્યા એ વાત શું ખરી હશે? ( તા )

વક્રવલ્લિ—અલિ ! તું કેમ ભૂલે છે ? એટલુંય જાણતી નથી કે "ભુડાથી તો ભૂત નાસે ?" મારૂં વાહન માતંગ અને તારૂં વાહન મહિષ કંઇ ઓછા જોગળા હતા ? પરંતુ તેય આના વીર્ય આગળ પાછા પડ્યા, તો બિચારા ભૂતડા તો શા હિસાબ ? ( થા )

નવમલ્લિ—હલા ! ખરૂં ખરૂં. જોને મુઓ મોટાં મોટાં ઝાડને એકજ હાથે મૂળસહિત ખેંચી નાખી વીર હાક વગાડતો ચાલ્યો આવે છે !

( ણા ) ગદાઘાત—ગદાનો પ્રહાર. મહિષ—પાડો ( બીજી વનદેવતાનું વાહન. આ વિષે આગળ કહેવામાં આવશે ), મોદક જમવા—લાડવા ખાવા. ( વક્રોક્તિ ) ઇચ્છા પૂરી કરી દેવી—અર્થાત્ એને જે કરવું હોય તે કરવા દેવું. હોળી ચાલે છે—શિયાળો ધકેલા મારે છે. આ બધા ભૂત પ્રાણી વગેરેના ભયને ભીમ કાંઇ પણ હિસાબમાં ગણતો નથી, એમ વર્ણ્યુ છે, અરે ૬૦ ધૌમ્યાદિ મુનિઓ—ધૌમ્ય, લોમશ, વગેરે કેમ કરી સાચુ માનવું ?—અર્થાત્ આ માર્ગે તો કંઇ ભય નથી એમ હું પ્રત્યક્ષ જોઉં છુ—માત્ર બિચારા વાઘ, રીંછ, સૂકર, હાથી, પાડા, એવા નિર્બળ પ્રાણીઓજ અહીં જોવામાં આવે છે, ત્યારે શા માટે એને દુર્ગમ માર્ગ જાણ્યો ? ભીમનો વિતર્ક વર્ણ્યો છે, હા હા, ઈ. અહીં રાને પાઠજ ભીમનું અપાર બળ વર્ણવાને અતિશયોક્તિથી શ્રોતાઓના વિસ્મયને જાગ્રત કરી જૂદા જૂદા પ્રસંગદ્વારા તેનું પોષણ કરી અદ્‌ભુતરસ વર્ણવ્યો છે

( તા ) નવમલ્લિ—એ નામની વનદેવતા, વક્રવલ્લિ—એ નામની વનદેવતા. અનુચરીએ—દાસીએ

( થા ) ભુડાથી ઇ૦—અર્થાત્ આ ( ભીમ ) ભુંડો ( કપરો ) છે માટે એનાથી ભૂત પણ નાસે ! માતંગ—હાથી.

સખી આપણને આવતાં જરા વાર લાગી હોત તો એ જરૂર વાટ વટાવી જાત (એને ભીમે સમૂળ ખેંચી નાખી દીધેલાં બે ઝાડ વનદેવતાઓ પર પડે છે અને તે તેનું મહા યત્ને શસ્ત્રથી નિવારણ કરી થોડેક આઘે ખસી —ગુઆની ગરતીએ ક્યાં થાય છે!) (દા)

**વક્રવલ્લિ**—સખી આને તે આપણે શી રીતે પોંચી શકીશું? જો એની એકાદ ગદાનો ઝપાટો લાગી ગયો તો સદાને માટે વનદેવતાપણુંજ મૂકવા વારો પ્રાપ્ત થશે (ધા)

**નવમલ્લિ**—એમ ગભરાય છે કે? "તેજ જો, તેજની ધાર જો" આપણા કરતા એનું વીર્ય વધારે જણાશે તો અલોપ થઇ જતાં શી વાર થાય તેમ છે! (ના)

**વક્રવલ્લિ**—ત્યારે સખિ! તું તારે એને અટકાવજે. જો એ તને જીતી જશે તો પછી હું છુંજ. સખિ! સાવધ થા સાવધ થા! જો એ હવે તો છેક કને આવી પોંચ્યો. (ભીમ એમાંથી કોઇના વાણી ન જોતો નીડરપણે ચાલ્યો જાય છે તેને જતો અટકાવવાની હામ ન ચાલ્યાથી બને જણીઓ આ પ્રમાણે પૂછે છે.) (પા)

---

(દા) વાટ વટાવી જાત—આગળ ચાલ્યો ગયો હોત ગત્યથી ઇ૦—દધિચાર વડે તે ઝાડને વનદેવતાઓ દૂર કરે છે અર્થાત્ જેમાં ભીમને શસ્ત્રની જરૂર પડતી નથી તેનું નિવારણ કરવાને વનદેવતાઓને શસ્ત્ર વાપરવા પડે છે, માટે ભીમ વનદેવતાઓ કરતાં અધિક બળવાન છે એ ધ્વનિ.

(ધા) સદાને માટે ઇ૦—અર્થાત્ મૃત્યુ પામીશું.

(ના) તેજ ઇ૦—અર્થાત્ એનામા કેટલું પરાક્રમ છે તે જોતો ખરી આ બે વનદેવતાઓમા નવમલ્લિ કરતાં વક્રવલ્લી વધારે બીહીકણ છે, તેમ છતાં બડાઇખોર છે, એમ પણ સૂક્ષ્મ અવલોકન કરતાં જણાશે. આવી રીતે અધમ અને પ્રાસંગિક પાત્રનાં પણ લક્ષણની વ્યંજના કરવી, એ કવિની ઉત્તમ પ્રકારની ચતુરાઇ છે.

(પા) જો એ તને ઇ૦—વક્રવલ્લિ ભીમને અટકાવવા જેટલી હિમ્મત તો કરી શકતી નથી, તેમ છતા પોતાની સખીને કહે છે કે "એ તને જીતી જશે તો પછી હું છુંજ" એ તેની મિથ્યા બડાઇ વ્યંજિત થાય છે.

શ્લોક.

**વનદેવતાઓ**—( સકંપ )

મૂઢ મતિ ગતિ ગૂઢ, ન જાયે જીવતો,

**ભીમ**—( સકોપ )

પ્રાઘૂરણુ યમ કોણુ ? બચે નવ શિવ તો.

**વનદેવતાઓ**—( અત્યંત સકંપ )

રે રે ગર્વ વિસારચ વનદેવતા અમે,

**ભીમ**—( દંત દબાવી સકોપ )

મૂઢ કહો એ માટ, પૂંજા કરવી ગમે ! ૧૦

**વકુવલ્લિ**—પણુ અપરાધીની પૂજા કોણુ સ્વીકારનાર છે ? ( ફા )

**ભીમ**—( ખભે મૂકેલી ગદા હાથમાં લઇ મોટેથી ) આ મારી ગદા સ્વીકારાવશે સ્વીકારનીજ જોઇએ. ( દંત દાબી ) પૂજા પૂજા કરૂ છુ હુ પૂજા ! ( એટલુ બોલી ગદાઘાત કરવા જાય છે અને કંપતી કંપતી બને વનદેવતાઓ અલોપ થઇ જાય છે )

**તૃતીયાંકસમાપ્ત.**

---

૧૦ શ્લોક—પ્રેમરગમ છંદ સકંપ—ધ્રુજતી ધ્રુજતી અહીં ધ્રુજવાનો અભિનય કરતા છતા શૂરની પેઠે બોલે છે એમ સમજવું મૂઢમતિ ઇ૦—આ મૂઢમતિવાળો અને ગૂઢ ગતિવાળો ( જેનુ બળ સમજી શકાતુ નથી એવો ) જીવતો ન જાય ! ( એમ આપણે તેને રોકવો ), ભીમ તેને બોલતા સાભળીને કહે છે, પ્રાઘૂરણ ઇ૦—અરે ! આ યમનો પ્રાઘૂર્ણ ( પરોણો ) કોણ થાય છે અર્થાત કોણ મરવાનુ થયુ છે કે જે મને મૂઢમતિ કહીને નિંદે છે ? બચે ? ઇ૦—જો મારા સામે સાક્ષાત શિવ યુદ્ધ કરવા આવે તો તે પણુ બચે નહીં !

( ફા ) પણુ ઇ૦—પણુ તારા સરખા અપરાધીએ ( અમારા વાહન મારીને તથા બીજો ઉપદ્રવ કરીને ) કરેલી પૂજા કોણુ સ્વીકારનાર છે ?

## અંક ૪ થો.

( વાયુદેવ પ્રવેશ કરીને )

**વાયુદેવ**—અહા ! મોહગ્રંથિ બાંધતાં બંધાય તો પછે તે છોડવી મહા કઠિન છે. ક્ષેત્ર પારકું અને તેમાંનું ધાન્ય રૂપી ધન પણ ગનાય પરાયું સતાં સ્વામિત્વપણાની ચિંતા રાખી સુખભોગ તજનારને કેવો કહેવો જોઇએ ? " હાથનું કંકણ જોવા દર્પણની શી આવશ્યકતા ? " કેવો કે'વો જોઇએ એવી શંકાનું સમાધાન એજ કે તેને મારા જેવો માનવો. અરે ! ત્યારે શું હું દેવ થઇ આમ મોહના પાશમાં આવી પડું છું એ ઉચિત છે ? કિંવા એ તો એમ થતુંજ આવ્યું છે. ( અ )

શ્લોક.

ભીષ્મને કાજ આઠે વસુ ઉચ્ચરૂં,
પાર્થને કાજ પુરંદરે શું કરયું;

---

( અ ) પ્રવેશ ૧ લો—હિમાલય ઉપરના દેવોને ફરવાના પ્રદેશમાંના કોઈ પ્રદેશનો દેખાવ. ભીમ વાયુનો પુત્ર છે માટે તેનું રક્ષણ કરવાનો વાયુનો સ્વાભાવિક વિચાર વર્ણે છેઃ અહા ઇ૦. મોહગ્રંથિ—મોહરૂપી ગાંઠ. અસત્યને અસત્ય, પારકાને પારકું, અને ખોટાને ખોટું જાણ્યા છતાં તે ન તજી શકાવાના કારણ રૂપ મનોવૃત્તિને મોહ કહે છે. ભીમ પાંડુનો પુત્ર છતાં વાયુથી ઉત્પન્ન થયેલો હોવાથી વાયુ તેને પોતાનો પુત્ર માને છે એ વાયુદેવનો મોહ છે. બંધાય ઈ૦—અથવા એક વાર ભીમ મારો પુત્ર છે એમ મનાઇ ગયું, એટલે તેને હવે ' મારો નથી ' એમ મનાવું મહા કઠણ છે ! અહીં " મોહગ્રંથિ બાંધતાં બધાય એટલે છોડવી કઠણ છે " એ રીતે સામાન્ય વાત કહીને પછી એ વાત વાયુદેવને લાગુ પાડી છે, માટે **અર્થાન્તરન્યાસ** અલંકાર. ક્ષેત્ર ઈ૦—ભીમ જેમાં ઉત્પન્ન થયો તે ક્ષેત્ર ( કુંતી રૂપી ) પારકું ( પાંડુનું ) અને તેમાંનું ધાન્યરૂપી ધન ( ભીમ ) પણ પરાયું ( પાંડુનું ). સ્વામિત્વપણાની—મારું છે એવા ધણીપણાની. હાથનું કંકણ ઈ૦—અર્થાત્ તેને કેવો કહેવો, એ નક્કી કરવાને દૂર જવું પડે એમ નથી, હું પ્રત્યક્ષ તેવો મોહવાળો છું. અહીં એકજ વાક્યમાં લૌકિક કહેવત અને દૃષ્ટાંત વર્ણાયલાં હોવાથી **લોકોક્તિ** તથા **દૃષ્ટાંતાલંકાર**. આવશ્યકતા—જરૂર. ઉચિત—ઘટિત.

કર્ણને શર્મદા કુંડળો અર્પિતા,
આચરે એમ સૌ અંગ આ તર્પિયાં. ૧

જો એમજ છે તો મારે પણ જઇ વૃકોદરનો નાશ ન થાય તેવા ઉપાયની યોજના કરવી જોઇએ. ( વિચાર કરી ) અરે ! પણ એ એવો ઉદ્ધત અને સ્વપરાક્રમના ગર્વવાળો છે કે હું તેને ભય બતાવી જે માર્ગે જવા ના કહીશ તો તે તેજ માર્ગે જવા સજ્જ થશે. અરે એમાં હું વિચાર શેનો કરૂં છું ? જો એવો પુત્ર છે તોજ હું મારાં સર્વ કાર્ય તજી તેનું રક્ષણ જેમ થાય તેમ કરવા એકે પદે થઇ રહ્યો છું. શાસ્ત્રની સાક્ષી જોઇશું તો તે પણ એવીજ નીકળશે કે પુત્ર જોઇએ તો એવોજ જોઇએ જેમ કેઃ-( આ )

શ્લોક.

વલ્લભ પ્રાણથકી પણ વલ્લભ સુલ્લભ પુત્ર પિતા શું કમાયો ?
બાપ તને નવ તાપ કરે તન તાપ નિવારણ તેજ વંચાયો;
આપથી આપ ઝગે જગ ભીતર ધન્ય પિતા સહુ ઠામ મનાયો,
ભીરણ ભીમ મહાભડ મા'વર ધન્ય હું ધન્ય હું સુત સવાયો. ૨

૧ શ્લોક—સ્ત્રગ્વિણીછંદ. ભીષ્મને ઇ૦--વાયુ મનમાં વિચારે છે, કે હું એકલોજ એવા મોહમાં પડેલો નથી; બીજા દેવ પણ એમજ કરતા આવેલા છે. વસુ નામના આઠ દેવોને શાપ થયાથી તેઓ ગંગાને પેટે શંતનુથી જન્મ પામ્યા હતા. આઠમો વસુ તે ભીષ્મ હતો. ભીષ્મનું રક્ષણ વસુઓ કરતા હતા, એવી વાત ભારતાદિકમાં પ્રસિદ્ધ છે તેમજ પુરંદરે ( ઇંદ્રે ) પાર્થ ( અર્જુન ) ને કાજે શું કર્યું ? અર્થાત્ ઇંદ્ર પણ અર્જુનને ઘણી વાર સાહાય આપતો હતો, એ ભારતાદિકમાં પ્રસિદ્ધ છે. તેમજ કર્ણ સૂર્યનો પુત્ર હોવાથી સૂર્યે તેને શર્મદા ( સુખદાયક ) કુંડળો આપ્યાં હતાં, જેના યોગથી તે ભારતયુદ્ધમાં વિજય પામે એમ ધાર્યું હતું. એમ સૌ દેવો આચરે છે— પોતાનાથી ઉત્પન્ન થયેલા મનુષ્યો ઉપર પ્રેમરૂપી મોહ રાખે છે ત્યારે હું પણ ભીમ ઉપર પ્રેમ રાખું એમાં કાંઇ ખોટું નથી, એવી રીતે આ મારાં અંગ મેં તર્પ્યાં ( સંતુષ્ટ કર્યાં ) છે...હું મનમાં સંતોષ પામું છું.

( આ ) જો એવો પુત્ર છે ઇ૦--અર્થાત્ એવો પરાક્રમી છે. એકપદે —એક પગે—આતુર. એવોજ--બાપ કરતાં પરાક્રમી

૨ શ્લોક--ઈંદ્રવિજય. વલ્લભ ઇ૦--સર્વેને પોતાના પ્રાણ વલ્લભ

એ સંબંધ જોતાં તો હું સર્વે પ્રકારે ભાગ્યશાળીજ અને નિશ્ચિંતજ છું; તથાપિ જેમ નેત્રનું રક્ષણ પોપચું ચક્ષુને કાંઇ પણ ન જણાવતાં કર્યા કરે છે તેમજ મારે પણ એ ન જાણે તેવી રીતે એનું રક્ષણ કરવું ઉચિત છે. ( નિઃશ્વાસ નાખી ) અરે ! પણ હું કિયો પ્રકાર યોજું કે એ મદોન્મત્ત માતંગ સૂત્રતંતુથી બંધન કરી શકાય ? જો ઉન્માર્ગે જઇ ચઢ્યો તો અવશ્ય એનો નાશ થશે અને આ મા'ઉન્માર્ગે છે તેમ ભયવાળો છે એવું એને કોઇ કહેશે તો તે અવશ્ય તે માર્ગે ગયા વિના રે'શે નહિ. ( સાંભરી આવવાથી ) હાં ! હાં ! ઠીક; જો આમ કર્યું હોય તો લોહકારને લોહ મધ્યે જયપરાજયનો સંશય દૂર થાય ખરો અને કદી એકએકમાં હારજીત થાય તો તેનો વિધિનિષેધ પણ ગણાય નહિ, ખરો. સામ્બને ત્યારે એમજ કરૂં. ( *એવે કોણ છે, કોણ એ ? એવી ભીમની ગર્જના શ્રવણ કરી* અને તે ઘણો દૂર જઇ પોં'ચ્યો હોય એવું જાણી પોતે સત્વર ચાલી જાય છે. ) ( ૬ )

( બે વનદેવતાઓ પ્રવેશ કરી )

વકવલ્લિ—( સખેદ ) સખિ નવમલ્લિ ! મને આ અવસરે આ અવાસાદિ કિંચિત માત્ર પણ સુખકર ભાસતાં નથી. તેમ મારા મનની સ્થિતિ પણ તોફાની સાગર મધ્યેની નૌકા જેવી થઈ રહી છે. એક તો દેવ થઇ નરથી હારી નાસવું પડયું તે અને બીજું જો તે ધનદની તલાવડીમાં જઈ કમળો તોડશે તો તેના શાપનું કષ્ટ ન સહન થાય તેવું સેવું પડશે ! પ્રભુ કરે તે માથા પર ! " પડયા પડ્યા તો કે સધાવડી ! ( ઈ )

નવમલ્લિ—( આશ્વાસનપૂર્વક ) સખી એમ સંતાપ કરવાથી શું ? મારા વનના જટાસુરને એણે જે માર્યો તે ઘા મને હજીએ રૂઝાયો નથી. મારા સુખ આગાડી તારૂં સુખ તો સોમા ભાગનુંય નથી. વનબલિ કરી એ દાનવ મને જે ભોજન અર્પતો હતો તેના ભોજનનું તો તને સ્વપ્ન પણ નહિ આવ્યું હોય ! કિંતુ કેમ કરીએ ? अशक्तिमान् भवेत् साधु ( ૩ )

---

ભીમની ઉદ્ધતતા વર્ણે છે, જો કુમાર્ગે ઈ૦. આમ કર્યું હોય તો--હનુમાનને એના રસ્તામા અટકાવવા મોકલ્યો હોય તો. ( હનુમાન્ પણ વાયુનો પુત્ર છે, માટે તેને ભીમની સામે મોકલવાનો વિચાર વાયુ કરે, એ ઠીક સંભવે છે ). લોહકાર ને લોહ—લવાર ને લોઢું. જય પરાજયનો—કોણ હારશે અને કોણ જીતશે તેનો સંશય કેમ દૂર થાય તેનું કારણ કહે છે અને કરી ઇ૦. વિધિનિષેધ ઈ૦—અર્થાત્ તેમાં કાંઇ અડચણ નથી ( બન્ને ભાઇઓ હોવાથી અમે તે એક જીતે તેમાં હારનારનું માન જવાનુ નથી ).

( ઈ ) પ્રવેશ ૨ જો--વનનો દેખાવ અવાસાદિ--ઘર વગેરે. નૌકા જેવી-અર્થાત્ ડામાડોળ—અસ્થિર. પોતાનો ભીમથી થયેલો પરાજય સંભારી શોક કરે છે, એક તો ઈ૦. નરથી—પુરૂષથી ( ભીમથી ). ધનદ—કુબેર. તેના—કુબેરના

( ૩ ) જટાસુરને માર્યો તેમાં વનદેવતા નવમલ્લિ શા માટે શોક કરે, તેનું કારણ કહેછે; સખિ ઇ૦--અર્થાત્ જટાસુરને લીધે મને ઘણું સુખ હતું, તે જટાસુરના મરવાથી ગયુ. શું, સુખ તે વર્ણવે છે; વનબલિ ઇ૦. વનબલિ--વનદેવતા નિમિત્ત બલિદાન, अशक्तिमान् ઇ૦--બીજાનું બૂરૂં કરવાની શક્તિ ન હોય ત્યારે એમ કહે કે હું તો સાધુ ( સજ્જન ) છું, માટે

વક્રવલ્લિ—શું સખિ ! જટાસુરને મારનારો એજ કે ? હાય હાય ! ઠીક થયું કે આપણે નાસી છૂટીઓ. પણ બેની ! એ મુઓ કમળ લેવા ન જાય તેમ તો અમે તેમ કરી કરવું જોઇએ હો ! જો તું મને કંઇએ ઉપાય નહિ બતાવે તો પછે યક્ષરાજના શાપાગ્નિથી દગ્ધ ન થતાં એ વિકાળ વ્યાઘ્રનાજ મુખમાં જઇ પડીશ ! (ક)

નવમલ્લિ—(વિચાર કરી) સખી એ તલાવડી ભણી જવાનો માર્ગજ બંધ કરી દીધો હોય તો કેમ ? આખું વિશ્વ પથે પળનારૂં છે એટલે જો પ્રથમ પૂરી દઇએ તો પછે એ કેમ કરી જઈ શકે ? (ઋ)

વક્રવલ્લિ—(સાંભરી આવ્યા જેવો અભિનય કરી) હાં હાં, હવા ઠીક ! એ તો મુઓ જેમ પાણી પાણીનો પથ કરે તેમ કરે તેવો છે પણ તલાવડી ભણી વળતાં બે માર્ગ આવે છે એટલે જો તલાવડીનો માર્ગ બંધ કર્યો હોય તો એ સીધે રસ્તે ચાલ્યો જાય અને જો (તાળી આપી) એ પથે પળે તો તે પૂરોજ થઇ જાય. સખિ ! "ટાઢે પાણીએ ખસ જવાનો" તેં સેલોસટ ઉપાય ઠીક શોધી કાઢયો ! ધન્ય છે પ્રિય સખિ ધન્ય છે ! (ૠ)

---

બીજાએ કરેલા અપકાર સહન કરીને બેશી રહીસ, એમ જે કહે તેને આ કહેવત લાગુ પાડવામાં આવેછે.

(ક) યક્ષરાજના--યક્ષોના સ્વામી કુબેરના. શાપાગ્નિથી--શાપ રૂપી અગ્નિથી. વિકાળ વ્યાઘ્ર--(ભીમ રૂપી) અર્થાત્ એને હાથેજ મરણ પામીશ.

(ઋ) પથે ઇ૦--સૌ કોઇ જ્યાં મારગ દેખે ત્યાં જાય; મારગ પૂરી દીધો હોય તો એની મેળે પાછો વળે પથ—માર્ગ.

(ૠ) સાંભરી આવ્યા જેવો અભિનય--તર્જની આંગળી ઉંચી કરી બે ત્રણ વાર લગાર નીચી નમાવવી, અને તે વખતે હાં હાં, એમ બોલવું. હવા—સખી નવમલ્લિએ સૂચવેલી યુક્તિ તો નકામી છે, પણ તે ઉપરથી મને બીજી યુક્તિ સૂઝી આવી તે સારી છે. એમ વક્રવલ્લિ બતાવે છે, એ તો ઈ૦--તું કહે છે કે માર્ગજ પૂરી દઇએ; પણ જેમ પાણી પાણીનો માર્ગ ગમે તેમ કરીને કરે છે તેમ એ પણ પાછો ન વળતાં પોતાનો માર્ગ કરશે, અને તેથી તારી સૂચવેલી યુક્તિ રદ જશે પણ હું જે યુક્તિ બતાવું તે જરૂર કાર્યસિદ્ધ કરે એવી છે. તે યુક્તિ કહે છે; પણ ઈ૦. પૂરોજ થઈ જાય—

નવમલ્લિ—સખિ ! તું જ્યારે છીપર આદરી બેઠી ત્યારે મારે ખરો ઉપાય બતાવવો પડ્યો. સખિ ! " ક્યાં કેળ ને ક્યાં કઉચ" ! તારાથી તે એના સામું શી રીતે ઉભી શકાય ? ( એવે ઉતાવળે દોડતી અનુચરી પ્રવેશ કરે છે ) ( લ )

અનુચરી—( નમન કરી ) અહો માતા ! ક્રૂર માનવે આપણાં આખા કદલીવનનો નિમિષ માત્રમાં નાશ કરી નાખ્યો અરે મહેશ્વર ! રક્ષણ કરો, રક્ષણ કરો ( લ )

વકુલવલ્લિ—( નિશ્વાસ નાખી ) શું કદલીવન ! મારૂં પ્રિય કદલીવન ? તેનો નાશ ? હા દૈવ ! ( એટલું બોલી બેશુદ્ધ થઈ જાય છે ).

---

એ માર્ગે કોઇએ ન જવું, એવો દેવોનો પ્રતિબંધ હોવાથી ( એનો વિશેષ ખુલાસો આગળ કરવામાં આવશે ) પોતાને વિચાર સૂઝી આવ્યો ખરો પણ તેની પ્રથમ સૂચના કરનાર નવમલ્લિ છે માટે એ યુક્તિની શોધનું માન વકુલવલ્લિ તેને આપે છે સખિ ઇ૦

( લ ) નવમલ્લિએ સૂચવેલો ઉપાય તો પ્રથમજ વકુલવલ્લિએ રદ કર્યો છે તથાપિ જ્યારે વકુલવલ્લિ તેને એ ઉપાયની શોધનું માન આપે છે ત્યારે પોતે સ્વીકારીને પાડ પણ ચઢાવે છે સખિ ઇ૦ કવિએ આ વર્ણન કરીને મનુષ્યના એક ઉતરતી પંક્તિના પણ સાધારણ સ્વભાવનું ઉત્તમ ચિત્ર આપ્યું છે આવો સ્વભાવ ઘણું કરીને સ્વાત્મપ્રશંસી મનુષ્યોમાં હોય છે નવમલ્લિ પણ સ્વાત્મ પ્રશંસા કરનારી હતી તે એના વાક્યથી સૂચવે છે. સખિ ઇ૦—અર્થાત્ હું તો કેળ જેવી છું અને તું તો કઉચ જેવી છે ઉત્તમ પણ નાજુક ગુણોનો અધમ અને કઠોર ગુણો સાથે પડછો બતાવવાને આ કહેવત લોકોમાં વપરાય છે પણ શત્રુ સામે ટકી રહેવા ન ટકી રહેવાની બાબતમાં એનો ઉપયોગ થતો નથી એમ છતાં કવિએ નવમલ્લિને મુખે આ કહેવત બોલાવી છે તે ઉપરથી એમ સમજવું કે નવમલ્લિ ગમે તે રીતે પોતાની સખિ કરતાં પોતાને ઉત્તમ કહેવા ઇચ્છે છે પણ યોગ્યાયોગ્ય દૃષ્ટાંત આપી શકતી નથી, તેથી એની અધમ પાત્રતા સિદ્ધ થાય છે અથવા કેળ જેવી તું ક્યાં અને કઉચ જેવો તે દીર્ઘકાય ( ભીમ ) ક્યાં ? અનુચરી—દાસી

( લ ) માનવે -ભીમે કદલીવન--કેળોનું વન

નવમલ્લિ—(આશ્વાસન કરી) સખિ! આ સમય શોક કરી સુસ્ત રે'વાનો નથી. જો વાર થઇ તો ધારેલી ધારણા ધૂળ થશે. પાણીના પૂરનો વેગે એ મુઆના વેગને પો'ચી શકે તેવો નથી. (ए)

વકવલ્લિ—(મત્વર સાવધ થઇ) સખી તારૂં કે'વું યથાર્થ છે. માટે ચાલ્ય; હવે "લુંટાયા પછે શો ભય છે?" (ऐ)

અનુચરી—જેવી દેવીની આજ્ઞા. (માર્ગ બતાવી) એ માર્ગે કરતાં આ માર્ગ સે'લો પડશે.

(અનુચરીને બતાવેલ માર્ગે સર્વે ચાલ્યાં જાય છે).

(ગા'ઢ ગિરિકરાડમાં બેઠેલા હનુમાન્ તથા વાયુદેવ પ્રવેશ કરે છે).

વાયુદેવ—વત્સ વાનરવર્ય! તારે મને પ્રસન્ન કરવા એટલું કાર્ય અવશ્ય કરવુ. અધુના એ આ માર્ગે જવા આવશે. જોજે હો, જો અલ્પ અસાવધપણું રાખીશ તો તે નિશ્ચે આ નાકપથના નાકાને વટાવી જશે! મેં શું કહ્યું, અને એને કેમ અટકાવવો, એ સર્વે તું સારી પેઠે સમજ્યોકની. (ओ)

હનુમાન્—(નમન કરી) હા પિતાશ્રી સમજ્યો. હવે તમે એ કાર્યની ચિંતાથી નિવૃત્ત થશો તોપણ નભશે. (औ)

---

(ए) વેગે—વેગ પણ.

(ऐ) લુંટાયા પછે ઈ૦—અર્થાત્ આપણું બગડવાનું તો બગડી ચૂક્યું ત્યારે હવે આપણે જે કરવું જોઇએ તે કરવામાં શું કરવા ભય રાખવો જોઇએ?

(ओ) પ્ર. ૩૧.જો—સ્થળ પર્વતની કરાડ. ગાઢ ગિરિકરાડ—ઝાડીથી વ્યાપ્ત ઉંચી પર્વતની કરાડ વાનરવર્યે—વાનરમાં શ્રેષ્ઠ—હનુમાન્ એટલું કાર્ય-ભીમને રોકવારૂપી કાર્ય (વાયુ તથા હનુમાન્ની કેટલીક વાત ચાલી ગઇ છે, એમ આ વાક્યથી માનવાનું છે; અને શી વાત ચાલી ગઈ તે શ્રોતાઓએ તેના આગલા સંબંધ પરથી સમજવું, એમ પણ કવિનો હેતુ છે). એ-ભીમ. નાકપથના—સ્વર્ગમાર્ગના.

(औ) નિવૃત્ત થશો ઈ૦—અર્થાત્ તમે હવે કાંઇ ચિંતા રાખશો નહીં. હું ભીમને આગળ નહીં જવા દેઉ, અને તેનો નાશ નહીં થવા દેઉં.

વાસુદેવ—વત્સ ! તારૂં કલ્યાણ થાવ. હવે એ આવી પોંચે ત્યાર પે'લા મારે અહીંથી જવું જોઇએ, માટે હું આ કાર્યનો સર્વ ભાર તારે શિર મૂકી જાઉંછું. ( એવે વિયતને વિદારી નાખે એવો ભીમનો સિંહનાદ સંભળાય છે અને વાસુદેવ તે નજીક આવ્યો એમ હનુમાનને બતાવી ત્યાંથી આકાશમાં ગતિ કરે છે. ) ( क )

હનુમાન્—આજ મારો હર્ષઉદધિ અંતરમાં શી રીતે સમાઇ શકશે ? ( ख )

શ્લોક.

અનુજ લઘુ વયીને, આજ હું ભેટું ભાવે,
અમળ કમળ લેવા, માનવી ધન્ય આવે;
પ્રિય સુખકર જેને, હોય સંબંધી ભાઇ;
( વળી ) પ્રબળ જગત માને, ધન્ય તેની કમાઇ;! ૩

ભીમ—અરે કમળવન હજી કેટલે આઘે છે ? કને કેમ આવતું નથી ? હાં હાં ! શું દેવલોકો મારા કાર્યના અંતરાયભૂત થાય છે ? અસ્તુ. તેમણે આ મારી યુદ્ધવધાઇ શ્રવણ કરી સાવધ થવું ! ( ઇત્યાદિ વીર વચન બોલી જોરથી શંખ ફુંકે છે અને પછી સિંહગર્જના કરી સ્વજંઘાનુ આસ્ફોટન કરે છે ). ( ग )

( क ) વિયતને—આકાશને. વિદારી નાખે--ફાડી નાખે.

( ख ) હર્ષઉદધિ—હર્ષરૂપી સમુદ્ર.

૩ હનુમાનને અત્યંત હર્ષ થવાનું કારણ એક શ્લોકથી વર્ણે છે; શ્લોક --માલિનીવૃત્ત. અનુજ—ભાઈ. લઘુવયી--નાની ઉમરનો. હનુમાન, ત્રેતાયુગમાં અને ભીમ દ્વાપરના અંતમાં જન્મેલા હોવાથી હનુમાન્ કરતાં ભીમ નાનો વર્ણ્યો છે. નાના ભાઇને ભેટવાનું કારણ તેનું પરાક્રમ છે એમ વર્ણે છે: અમળ ઇ૦--માનવી છતાં દેવનાં અમળ ( નિર્મળ ) કમળ લેવાને આવે છે માટે તેને ધન્ય છે ! પોતાના હર્ષનું બીજું કારણ કહે છે;| પ્રિય ઇ૦—જે સુખકર અને પ્રિય એવો સંબંધી ભાઇ હોય અને વળી તેને જગત્ પ્રબળ માનતું હોય તો એવી ભાઇ રૂપી કમાઇ ( ભાઇના મેળાપનો લાભ ) ને ધન્ય છે.

( ग ) અંતરાયભૂત થાય છે ?—આડા આવે છે ? કમળ દેવલોકોના

હનુમાન્—( સિંહનાદ શ્રવણ કરી તથા તેથી નિપજેલું પરિણામ જોઇ ) ધન્ય છે ! માનવ ભ્રાતા ધન્ય છે ! તારો સિંહનાદ દશેય દિશામાં પૂર્ણપણે પ્રસરી ગયો છે અને તેના પ્રતિધ્વનિથી ગિરિની ગુફામાં નિશ્ચિંત સૂઇ રહેલા સિંહ ભયગ્રસ્ત થઇ પીડિત પોકાર કરતા આમ તેમ નાસાનાસ કરી રહ્યા છે ! અને એ પંચાનનોના ઘોર શબ્દ શ્રવણ કરી ગજમાતંગો પણ ચીસો નાખતા અને નાસતા જણાય છે. અરે શાખામૃગો, મૃગો અને બીજાં એવાંજ અલ્પ વીર્ય પ્રાણીઓની તો અવદશાજ બેઠી છે ! રે કેવાં એ વૃક્ષ પરથી પડે છે ! કેવાં મરે છે ! અને કેવાં તરફડે છે ! ધન્ય છે વીર ! ધન્ય છે ! તારા સિંહનાદને ધન્ય છે ! કિંતુ આ તારા અગ્રજનો અલ્પ પુચ્છપ્રહાર હવે તું શ્રવણ કરય શ્રવણ કરય ! ( એમ કહી હુપકાર શબ્દ સાથે પૃથ્વી પર પુચ્છપ્રહાર કરે છે ). ( ઘ )

ભીમ—( શરથી વીંધાયલા સિંહ જેવો કોપ કરી ) અરે હા ! આ વૃકોદર વીર સતાં વસુધરા કેમ નિર્વીર્ય થઇ નથી. ( ગદાને જોઇ ) હે ગદા આ શબ્દ કરનાર અવશ્ય તને તથા મને સંતોષ પ્રાપ્ત કરશે ! માટે સાવધ રે' સાવધ. ( ઙ )

---

તળાવમાં છે અને હું તેની નજિક આવ્યો છું માટે આ દેવભૂમિ હોવી જોઇએ. દેવભૂમિમાં મને જે અંતરાય થાય તે દેવકૃત હોવો જોઇએ. એમ માનીને ભીમે આ વાક્ય કહેલું છે. અસ્તુ--ભલે. અંતરાયભૂત થાઓ ! યુધ્ધવધાઈ--( વીરપુરૂષોને મન યુદ્ધની ખબર એ વધામણી જેવી છે માટે ) આસ્ફોટન કરે છે--થાબડે છે.

( ઘ ) પરિણામ--( આ ભાષણમાં હનુમાન્ વર્ણશે તે ). પ્રતિધ્વનિથી--પડઘાથી. ભયગ્રસ્ત--ભયમાં ગરક થઇ ગયેલા. પંચાનનોના-સિંહોના શાખામૃગો--વાનર. મૃગો-હરણ. અલ્પવીર્ય--નિર્બળ. અગ્રજનો--( અગ્રજ-પ્રથમ જન્મેલો ) મોટાભાઇનો. અલ્પ પુચ્છપ્રહાર--પૂછડું થોડુંક અફળાવાથી--થયેલો શબ્દ. આ ભાષણમાં ભીમના શબ્દથી સિંહનો શબ્દ, અને સિંહના શબ્દથી હાથીઓનો શબ્દ, એમ ગૃહીતમુક્તરીતિથી શ્રેણી વર્ણી છે માટે એકાવલીઅલંકાર.

( ઙ ) શર--બાણ સતાં--છતાં આ શબ્દ સંસ્કૃત અસ્ ધાતુના સત્

હનુમાન્—( ભીમને ઉતાવળે આવતો જોઇ ) હવે મારે આ સ્વર્ગના માર્ગને રૂંધી રાખવો જોઇએ. જો એ આ માર્ગે જશે તો અવશ્ય એને શાપ થશે અથવા મહા અપમાન થશે. આ માર્ગે મનુષ્યો ન જઇ શકે એવું એ જાણતો નથી; માટે મારે હવે અહીં આમ કરવું જોઇએ. ( એમ વિચાર કરી ગાઢ કદલી વનના તે માર્ગની મધ્યોમધ્ય નિદ્રાયુક્ત થઇ તે સુઇ જાય છે ). ( च )

ભીમ—અરે એ શબ્દ કિયી દિશામાં થયો એ મારા લક્ષ્યમાં રહ્યું નહિ તો હવે મારે તે શબ્દ કરનારને ક્યાં જઇ શોધવો ! ( વિચાર કરી ) પણ મારે શોધવાની શી આવશ્યકતા છે ? જો તે સિંહનાદ કરનાર સિંહ હશે તો મારી સાથે આવી યુદ્ધ કરશે અને પિંડપોષક શૃગાલ હશે તો સંતાઇ પેસશે. ( छ )

હનુમાન્—( અંકુશે હણેલા હાથીની પેઠે ભીમના તે શબ્દ ન સહન થયાથી ) અરે શું ! એ મારીએ અવગણના કરવા લાગ્યો કે ! ( એમ કોપ કરી ઈંદ્રધ્વજ સરખા પોતાના પુચ્છનો પુનરપિ પૃથ્વી પર દીર્ઘ પ્રહાર કરે છે ). ( ज )

---

એવા કૃદંતના રૂપ ઉપરથી થયેલો છે. स નો ઉચ્ચાર પ્રાકૃતમાં છ થાય છે, એ ઉપર વિચાર કરતાં શ્રીમન્મહાકવિ પ્રેમાનંદના વખતમાં પણ 'છતાં' બોલાતો હશે એમ અનુમાન થાય છે, તેમ છતાં એ કવિએ સર્વત્ર 'સતાં' લખ્યો છે, તે ઉપરથી પ્રાકૃત ભાષાના શબ્દોને તેના મૂળ તરફ ખેંચી જવાનું વલણ જેમ હમણાના કેટલાક વિદ્વાનોનું છે તેમ આ કવિનું પણ હોય એમ લાગે છે. વસુંધરા—પૃથ્વી. નિર્વીર્ય—બળહીન. ભીમનો અતિશય ગર્વ ધ્વનિત કર્યો છે.

( च ) ગાઢકદલીવનના ઈ૦—અર્થાત્ જે માર્ગમાં જંગલી કેળોની સજ્જડ ઝાડી છે એવા વનના.

( छ ) હનુમાનના પુચ્છપ્રહારનો તથા હુપકારનો શબ્દ સાંભળીને ભીમ પોતાના મન સાથે કહે છે; અરે ઇ૦. પિંડપોષક—શરીરનું પોષણ કરી બેશી રહેનાર—ભતરખો. શૃગાલ—શિયાળ.

( ज ) અવગણના—તિરસ્કાર. ઇંદ્રધ્વજ—ઇંદ્રની ધજા. પુનરપિ— ફરીને પણ. દીર્ઘ—અર્થાત્ મોટો શબ્દ થાય એવો.

ભીમ—( સાવધ થઇ ) હાં દેખવ છે તો સિંહ; શૃગાલ નથી. આહા ! શી એની ગર્જના ! ધન્ય છે વીર ધન્ય છે ! તારા આ એક શબ્દથી એકે કાળે આટલાં વાનાં થયેલાં આજ હું પ્રથમજ જોઉં છું: જેમકે—( ક્ષ )

શ્લોક.

જ્યમ ગાય સુણી સ્વય વચ્છ તણો સ્વર, સન્મુખ શબ્દ કરે જેવો,
ત્યમ ગિરિગુફા આ પડઘા પકડી, હા પૂરે છે રવ તેવો.
શા શબ્દે પર્વત શિથિલ કર્યા છે, શિખરો તૂટ્યાં સ્વર કેવો !
હા ધન્ય તું ધન્ય તું ! વીર ! પ્રકટ થા, લાખેણો લાંવો લેવો ! ૪

( એટલું બોલી હર્ષયુક્ત થઇ તે શબ્દ કરનારને શોધતો આમ તેમ ફરે છે. )

હનુમાન્—( મંદ સ્વરે ) અહો મહાકાય ! તારૂં શું ખોવાઈ ગયું છે ? તું શું શોધે છે ? આવ્ય અહીં આવ્ય, હું તારૂં દુઃખ દૂર કરીશ, અને તારૂં જે ખોવાયું હશે તે તને ખોળી આપીશ. તું એટલુંય નથી જાણતો કે " ઘેડાજ ગાડાં વાળે " કે " ઘૈડા વિના ગાડાં નજ વળે. "( જ્ઞ )

ભીમ—( સઆશ્ચર્યે ) અરે તું કોણ છે ? શું વાનર ! અને તેને

---

( ક્ષ ) હનુમાનની ગર્જનાને ભીમ વખાણે છે, પણ ભય પામતો નથી. ભીમની **વીરતા** ધ્વનિત થાય છે ભીમનો ઉત્સાહ વર્ણવ્યો છે માટે વીર રસ સ્થાયિભાવ **ઉત્સાહ**ની વ્યંજના.

૪ શ્લોક—દુમિલાછંદ ( માત્રામેળ ) જ્યમ ઈ૦—જેમ ગાય સ્વય (પોતાના) વત્સ ( વાછરડા )નો સ્વર સુણીને સન્મુખ ( સામો ) શબ્દ કરે છે, તેમ આ ( હનુમાને પૂછડું અફાળી કરેલા ) પડઘાને પકડીને—એ પડઘા તેમાં અથડાવાથી ગિરિની ગુફાઓ પણ તેવો રવ ( પ્રતિધ્વનિરૂપ અવાજ ) પૂરે છે. -લાખેણો ઈ૦—તારી સાથે યુદ્ધ કરવા રૂપ મોટો લાભ મને પ્રાપ્ત થશે !

( જ્ઞ ) મંદ સ્વરે—( વૃદ્ધતાનો અભિનય ). મહાકાય—મોટા શરીરવાળા !

વાચા ! અહો શાખામૃગ ! કે' કે' આવા વર્ણનીય સ્વરૂપવાળો તું કોણ છે કોણ છે ? ( ૮ )

શ્લોક.

વીજળી સમાન છે પ્રકાશ તાહરો હરિ,
વીજળી સમાન અંગરંગ ફેર ના જરી;
વીજપાતના સમાન વાણી તીર તાહરી,
ચંચળાઇ ચંચળા સમાન તાહરી ખરી. ૫

અપિચ—

સાથિયા સમાન ભુજ બે મહાન ગોઠવી,
તે પરે રહ્યો છું પો'ળુ નાનું મુખ ઓઢવી;
સ્કંધ દીર્ઘ ને હદે વિશાળ તારૂં વાનરા !
રક્તનંદન કોણ છે તું કોણ ? શે પડયો ધરા ? ૬

(આ પ્રકારે તેને પૂછ્યા સતા જ્યારે તેણે કાંઇ પણ ઉત્તર ન આપ્યો કે આંખ સરખી ન ઉઘાડી ત્યારે ભીમે એકદમ કોપાવેશમાં આવી દીર્ઘ સિંહનાદ કર્યો જેથી અનેક પશુ પક્ષી તરફડી પૃથ્વી પર પડવા લાગ્યા તે જોઇ હનુમાને પોતાની પીળા રંગની બે આંખો કિંચિત્ ઉઘાડી, તેના પર ક્રૂર દૃષ્ટિ કરી આ પ્રમાણે કહ્યું —)

**હનુમાન્**—અરે ભલા માણસ ! તું કોણ છે ? હું મારી વેદનાથી વ્યાકુળ થઇ હવડા જરા સૂઇ રહ્યો તો તેં મને તે શા કાજે જગાડયો ?

---

( ૮ ) વર્ણનીય—વર્ણન કરવા જેવા અર્થાત્ અસાધારણ

૫ શ્લોક—ચામરવૃત્ત હરિ—વાનર ( સંબોધન ) પ્રકાશ—કાંતિ—તેજ. અંગરંગ—શરીરનો વર્ણ વીજપાતના સમાન—વીજળી પડતાં જેવો શબ્દ થાય છે તેવી ચંચળા સમાન—વીજળી જેવી ( ચંચળા—ચપળા—વીજળી )

૬ ચામરવૃત્ત વાનર કેવી રીતે બેઠો છે તે વર્ણવે છે, સાથિયા ઇ૦—એક હાથ ઉપર બીજો હાથ આડો નાખવાથી સાથિયા જેવો આકાર થાય તે પ્રમાણે બે મોટા હાથ ગોઠવીને તે ઉપર પહોળું તથા નાનું ( લગાર લાંબું હોવાથી નાનું દેખાતું ) મુખ ઓઢાડીને તું રહ્યો છું—સ્થિર બેઠો છું સ્કંધ—ખભા રક્તવદન—રાતા મુખવાળો ધરા—પૃથ્વી ઉપર **સ્વભાવોક્તિ** અલંકાર

શું તું માનવ છે? માનવો તો સર્વ પ્રાણી પર દયાવાન હોય છે તે આમ બૂમો પાડી નિરપરાધી પ્રાણીઓનો ઘાત કેમ કરે? અમે પશુ જાતિ કદાપિ ધર્મને ન જાણીએ, કિંતુ તારા સમાન મહાન મતિમાન મનુષ્ય આવું દૂષિત અને પુણ્યને હરનાર ક્રૂર કર્મ કેમ આચરે? હાં હાં ઠીક, જે કરવાનું છે તે તેં કર્યું જ નથી. શ્રવણ કરય શ્રવણ કરય! (ઠ).

શ્લોક.

વૃદ્ધોતણી નવ કરી, નર! સેવના તેં,
ધર્મો ન ધ્યાન ધરિયા, મતિના વના તેં;
ગર્વિષ્ટ શિષ્ટ! થઈ તેં, મૃગ આદિ માર્યા,
પાપિષ્ટ! ઇષ્ટ મળિયું? વધ અર્થ સાર્યા? ૭

અપિચ—

કે' કેમ માનવવના વનમાં તું આવ્યો?
આ દેવલોકપથ શે, મનમાં તું લાવ્યો?
નિશ્ચે મરે ન ઉગરે, ખરી વાત મારી,
વિશ્વાસ રાખ્ય વળી જા, મનમાં વિચારી. ૮

(ઠ) જે કરવાનું—(સાતમા શ્લોકમાં કહેશે તે).

૭ શ્લોક—વસંતતિલકા. સેવના—સેવા. મતિના વના—હે મતિ રહિત! હે શિષ્ટ (સભ્યપુરૂષ)! તેં ગર્વિષ્ટ થઇને મૃગ આદિને માર્યા છે, પણ હે પાપિષ્ટ! તેથી તને તારૂં ઇષ્ટ (ઇચ્છેલું) મળ્યું છે શું? અથવા તેં તારા અર્થ સાર્યા છે શું? શાસ્ત્રને અનુસરીને હનુમાને ભીમને ઉપદેશ કર્યો છે માટે ઉપદિષ્ટ નામે નાટ્યલક્ષણ વર્ણ્યું છે.

૮ વસંતતિલકા. કે' ઇ૦—કહે, તું આ માનવવિનાના વનમાં કેમ—શા અર્થે આવ્યો? અને આ દેવલોકના પથ (માર્ગ) ને તું શે (શા માટે) મનમાં લાવ્યો?—શા માટે દેવલોકોને માર્ગે આવ્યો? હવે તું નિશ્ચય મરે, પણ ઉગરે નહિ; એ મારી ખરેખરી વાત છે. માટે મારા કહેવા ઉપર વિશ્વાસ રાખ અને મનમાં વિચારીને પાછો વળી જા—ઘર તરફ પાછો જા.

કે'કે' તારે કંઇ ભક્ષણ કરવું છે? જો એમ હોય તો હું તને સ્વાદિષ્ટ ફળ આપું તે ભક્ષણ કરી ચાલ્યો જા, મૃત્યુને વશ મા મા મા થા! અરે દીન માનવ! મને તારી દયા આવે છે! કે'તું કોણ છે કોણ! (ઢ)

**ભીમ**—(સકોપ) ઐશ્ય ધર્મિષ્ટના દીકરા! કે'તુ કોણ છે? શા કારણથી વાનરનું સ્વરૂપ ધારી મોટો ધર્મવેત્તા થઇ બેઠો છે? હું કોણ છું તે તારે જાણવાની જીજ્ઞાસા છે તો શ્રવણ કરય શ્રવણ કરયઃ—(ઢ)

શ્લોક.

ક્ષત્રિય જાતિ, કુરૂ કુલ મારૂં,
છું ચંદ્રવંશી, વીરહાક મારૂં;
વાયુ પિતા, માતજ કુંતિ વારૂ,
કે, વાનરા! કેમ મુને હું વારૂં? ૯

અપિચ—

છે ભીમ તો નામ ભલા! અમારૂં,
છું દ્રોણનો શિષ્ય તને વિસારૂં,
જો વીર તું ધીર હવે ન હારૂં,
તો તો ખરેખાત તુંને હું મારૂં. ૧૦

(ઢ) મા થા—ન થઈશ અર્થાત્ એ માર્ગે જતાં તું જરૂર મૃત્યુ પામીશ

(ઢ) જીજ્ઞાસા—જાણવાની ઈચ્છા (અહીં ઈચ્છાના અર્થમાં વપરાયો છે).

૯ શ્લોક—ઇંદ્રવજ્રા. વીર ઇ૦—હું વીરહાક મારૂં (વીર પુરૂષને ઘટે તેવી ગર્જના કરૂં) વારૂ—સારી (કુંતી માત) અથવા વારૂં—(અન્યય). વારૂં—અટકાવું—અટકાવી રહું? **પાદાંતયમક.**

૧૦ ઇંદ્રવજ્રા તને વિસારૂ—તને ભૂલી જાઉં—અર્થાત્ તું મારા આગળ એવો તુચ્છ છે કે તું મને મળ્યો હતો કે નહીં તે પણ હું સભારૂં નહીં જો ઇ૦—હે વીર! જો હવે તું ધીરજ મૂકી દે નહીં તો તો હું તને ખરેખાત પ્રહાર કરૂં. અર્થાત્ મારો પ્રહાર થતાં તારી ધીરજ રહેશે કે નહીં, એ વાતનો મને સંશય છે.

હનુમાન્—શું તું તને પોતાનેજ બલિષ્ટ માને છે ? તો તું મારી જાતિ અને મારા ધારેલા વિચાર શ્રવણ કરયઃ–

શ્લોક.

વાનરાની જાત મારી જાણ તું,
માન્ય મારૂં ને બચાવ પ્રાણ તું;
ના હુંથી વિરોધ વાત આણ તું,
ના કરી શકે કદું પ્રયાણ તું. ૧૧

ભીમ—હું મને પોતાનેજ બલિષ્ટ શિષ્ટ કે વરિષ્ટ માનું છું તે પ્રસંગવશાત્ જણાશે, કિંતુ અધુના તો તારે આટલુંજ કરવું જોઇએઃ—( ण )

શ્લોક.

જો વિરોધ તુજથી કદી થશે,
ના ભયી અભયી ભીમ આ હશે;
ઉઠય તું પથ થકી હવે અલ્યા !
જાય જીવ નવ શિવ છે ભલા. ૧૨.

હનુમાન્—

શ્લોક.

વ્યાધિયે કરી ક્લેશયુક્તજ થયો માટે ન ઉઠી શકું,
જો જાવાનીં જરૂર હોય બળિયા ! તો હું ન રૂઠી શકું.

---

૧૧ શ્લોક—સેનિકાછંદ. ના ઇ૦—મારી સાથે વિરોધ કરવાનો પ્રસંગ તું આણીશ નહીં; હું તને નિશ્ચય કહું છું કે તુ અહીંથી આગળ પ્રયાણ કરી શકવાનો નથી.

( ण ) વરિષ્ઠ—શ્રેષ્ઠ. પ્રસંગવશાત્—પ્રસંગ પડતાં—વખત આવ્યે.

૧૨ શ્લોક—રથોદ્ધતા ના ઇ૦—તો આ અભયી ( ભય રહિત ) ભીમ ભયી ભયવાળો થશે નહીં. અલ્યા વાનર ! તું હવે પથ થકી ( માર્ગમાંથી ) ઉઠય નહીં ઉઠું તો શું થશે તે કહે છે; જાય ઇ૦—તારો જીવ જાય; હે ભલા વાનર ! એમાં શિવ ( કલ્યાણ—ભલું ) નવ છે ( નથી ).

ઉલ્લંઘી મુજને સુખે પરવરો શું રૂઠી ત્રૂઠી શકું ?
આ તો વૃદ્ધ અમે કહ્યું સહું ખરૂ ઉઠી ન લૂઠી શકું. ૧૩

ભીમ—

શ્લોક.

જો નિર્ગુણ મહાપ્રભુ સરવના અંગે રહ્યા વ્યાપિને,
વિજ્ઞાને કરી જાણું રૂપ વિભુનું માપે લહ્યા માપીને;
જો ના જાણું તદા જરૂર જરૂરે મારૂતિરૂપે કરી,
ઉલ્લંઘુ ગિરિના સમેત તુજને શંકા કરૂં છું પરી. ૧૪

---

૧૩ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. હનુમાન્ રસ્તામાંથી ન ઊઠવાનું કારણ બતાવે છે; વ્યાધિયે ઇ૦. જો ઇ૦—હે બળિયા ! જો તારે જવાની જરૂર હોય તો તું ભલે જા, તેથી હું કાંઈ રૂઠી શકવાનો નથી—મારે તારા ઉપર ગુસ્સે થવાનું કાંઈ કારણ નથી. પણ તું વચમાં આડો પડેલો છે, તો હું શી રીતે જાઉં ? એવી ભીમની શંકાનું નિવારણ કરે છે; ઉલ્લંઘી ઇ૦—મને ઉલંઘી ( ઓળંગીને ) તમે સુખે પરવરો ( જાઓ ), હું તેમાં રૂઠી કે ત્રૂઠી શકું એમ છે ?—મારે તેમાં હરખ શોક શાનો ? ત્યારે તમે પહેલાં મને આગળ જવાની ના કેમ કહેતા હતા ? એવી ભીમની શંકાનું સમાધાન આપે છે; આ તો ઇ૦—આ તો અમે વૃદ્ધ માટે જે ખરું હતું તે સહુ કહ્યું, " अपृष्टोपि हितं ब्रूयाद्यस्य नेच्छेत् पराभवम् "—જેનો પરાભવ થયેલો જોવાની ઇચ્છા ન હોય તે આપણને ન પૂછે તોપણ તેનું જેથી હિત હોય તે તેને કહી દેવું એવું શાસ્ત્રનું વચન છે માટે તને ખરૂ હતું તે જણાવ્યું—વૃદ્ધોનો ધર્મ છે કે પોતાથી નાનાને હિતવચન કહેવું. અથવા, અમે વૃદ્ધ છીએ માટે જે ખરૂં હતું તે કહ્યું, કે ઊઠી શકતો નથી કે લૂઠી ( ગરબડી ) શકતો નથી.

૧૪ શાર્દૂલવિક્રીડિત. હનુમાન્ વાનર ભીમને ૧૩ મા શ્લોકમાં પોતાને ઉલ્લંઘીને જવાનું કહે છે, પણ કોઈને ઉલ્લંઘીને જવું એ વાત શાસ્ત્રમર્યાદા વિરુદ્ધ છે એમ ભીમ ઉપપત્તિ સહિત પ્રતિપાદન કરે છે, જો ઇ૦—સર્વના અંગમાં ચૈતન્યરૂપ નિર્ગુણ મહાપ્રભુ વ્યાપી રહ્યા છે શી રીતે જાણ્યું ? એમ કહેશો તો વિજ્ઞાને ઇ૦—વિભુ વ્યાપક પરમાત્માનું રૂપ હું વિજ્ઞાને કરીને જાણું છુ. વિજ્ઞાન એ પરમાત્માનું લક્ષણ છે, માટે જ્યાં જ્યાં વિજ્ઞાન જોવામાં આવે છે ત્યાં ત્યાં પરમાત્મા છે એમ હું જાણું છું. જાણું એટલું જ નહિ પણ દીઠાય ખરા શી રીતે ? માપે ઇ૦—બુદ્ધિરૂપ માપ ( ભરતરી કરવાનું સાધન ) થી માપીને લહ્યા—બુદ્ધિથી જાણ્યા, અર્થાત્ તારામાં પણ સર્વાંતર્યામી હરિ વિરાજે છે અને તું વૃદ્ધ તથા અશક્ત છે, એમ

હનુમાન્—

શ્લોક.

હનુમાને ભાખે, ઉદધિ ગણિયો ગોપદ સમો,
અનુમાને ના'વે, સમરથ હરિ એહ વસમો;
કદા તું જાણે જો, ચરિત બળ સો મારુતિતણું,
તદા તું કે' મુને, નરવર ગણું ભાવથી ભણું. ૧૫

ભીમ—

શ્લોક.

પ્રશંસા પામેલો, મતિ બળ વિષે મારુતિ હરિ,
ઉલંઘ્યો અબ્ધિ હા, નમન ગણુના યોજન ધરી;
નહીં કોઇ એવો, દશરથકુળે કીર્તિ અરપી,
હરિ! હું તેનો છું, વડ વીર ભલો ભીમ્ર કરપી! ૧૬

---

જાણી તારી દયા આવવાથી હું તારું ઉલ્લંઘન કરતો નથી હું એમ ન જાણું તો શું કરું? તે કહે છે; જો ઇ૦—જો હું એમ ન જાણું તો હું મારુતિરૂપેકરી (હનુમાનનું રૂપ લેઇને—હનુમાનની પેઠે) આ ગિરિ (પર્વત)ના સમેત તને ઉલ્લંઘી જાઉં હું કેવો છું તેની તને શંકા હોય તો તે હું આ પ્રમાણે કહીને તે પરી (દૂર) કરું છું.

૧૫ શ્લોક—શિખરિણી. ભીમ પોતે હનુમાન્ જેવો સમર્થ છે, એમ છે, તે વાત ખરી છે કે નહીં તેનું ભીમને ભાન કરાવવાને હનુમાન્ પોતાના વિષે તેને પ્રશ્ન કરે છે; હનુમાને ઇ૦—લોકો એમ ભાખે છે કે હનુમાને ઉદધિ (સમુદ્ર)ને ગોપદ સમો (ગાયના પગલા સરખો) ગણ્યો હતો. ગાયનું પગલું પડવાથી પડેલા ખાડામાં ભરાયલું પાણી ઉલ્લંઘી જવું જેટલું સહેલું છે, તેટલુંજ સમુદ્રને ઉલ્લંઘી જવું પણ હનુમાન્ને સહેલું હતું માટે એહ સમર્થ અને વસમો હરિ (વાનર) અનુમાનમાં આવતો નથી—હનુમાન્ કેટલો સમર્થ હતો તેનું અનુમાન પણ કરી શકાતું નથી કદા ઇ૦—હું ભાવથી ભણું છું કે કદાપિ તું એ મારુતિનું બળ અને ચરિત (ચરિત્ર) સો જાણતો હોય તદા (ત્યારે તો) તે મને કહે, કે જેથી હું તને નરવર (પુરુષમાં શ્રેષ્ઠ) ગણું. અમે જેના બળનું અનુમાન સુદ્ધાં કરી શકતા નથી, તેનું બળ કેટલું છે એ તું જાણી શકે તો અમે તને તેના જેવો કે તેના કરતાં પણ બળવાન્ માનીએ.

૧૬ શિખરિણી. ભીમ હનુમાનના બળનું વર્ણન કરે છે: પ્રશંસા પામેલો છે—તેની

હનુમાન્—

શ્લોક.

અરે કયા મારૂતિ! વદન વદિયો કામ કરવા;
અરે શેનો ફુલે! નવ મન મને કોનો પરવા!
હશે ભ્રાતા તારો, બળધર મહા ગુણ ગરવા,
વખુ તારૂં તેમાં, કશું નવ દિસે ધ્યાન ધરવા ૧૭

ભીમ—

પ્રતાપી મા'તાપી, વદન વદું છું કોપજ ધરી,
અમો ભ્રાતા જેવા, અધિક મનમાં શે નવ ગણો?
હવે આવી પો'ચ્યુ, સ્મરણ, કરજે તું શંભુનું સદા,
ઉઠો કે ના ઊઠો, મરણ ન મૂકે હું થકી કદા. ૧૮

બુદ્ધિ અને બળ બન્ને વખાણાયલા છે. હા ( હર્ષવાચક કે સ્વીકાર—વાચક અવ્યય ) તેણે અબ્ધિ ( સમુદ્ર ) ઉલ્લંઘ્યો અને યોજનની ગણના મનમા ધરી નહીં—અનેક યોજન વિસ્તારવાળો સમુદ્ર તે ઓળગી ગયો હનુમાને એવુ પરાક્રમ કર્યુ તે પોતાનાજ સામર્થ્યથી કર્યું હતુ, તથાપિ તેણે એ કાર્યની કીર્તિ દશરથજે ( દશરથના પુત્ર રામને વિષે ) અર્પણ કરી—રામના પ્રતાપથી હુ સમુદ્ર ઉલ્લઘી ગયો, એમ કહ્યુ, એવો ઉદાર મતિવાળો બીજો કોઇ છે નહીં એવી રીતે અનુક્રમે હનુમાનના બળની તથા મતિની પ્રશસા ઉદાહરણથી સિદ્ધ કરીને પછી પોતાની પ્રશસા કરે છે હે હરિ ( વાનર ) ! હુ તેનો વડ ( વડો—શ્રેષ્ઠ ) અને અનો વીર છુ માટે હે કપી ( કૃપણ—દીન ) તુ ઊઠચ રસ્તો આપ

૧૭ શ્લો૦—શિખરિણીવૃત્ત અરે ઈ૦—અરે તે મારૂતિ ક્યા અને તુ કયા? જેથી તેના જેવુ કામ કરવાનુ તુ તારા વદનથી વદ્યો? અરે! તુ એવો બધો શાનો ફૂલે છે? મારા મનમા કોઇની પરવા નથી—તુ કદાચ હનુમાન છે એમ માનુ તો પણ મને તારી દરકાર નથી—હુ તને ગણતો નથી હશે ઈ૦—કદાપિ તારો ભાઇ મહા બળધર ( મોટા બળવાળો ) હશે અને જેના ગુણ ગરવા હશે તોપણ તેમા તારૂ કશુ ( શુ ) વળ્યુ! કેમકે તારામા તેના જેવુ કાઇ ધ્યાન ધરવા ( ધ્યાનમા લેવા ) જોગ દીસતુ નથી.

૧૮ શિખરિણી હનુમાને તિરસ્કાર કર્યો તે જોઇને ભીમ પોતાના વખાણ કરીને કહે છે પ્રતાપી ઇ૦—હું પ્રતાપી તથા મહા તાપ કરનારો ભીમ ઘણા કોપથી માર

હનુમાન્—

શ્લોક.

વીરા ! તારે વેણે, કંપે કાયા કહું ખરૂં તુજને;
શકિતહીન થયો છું, માટ ખસેડી ભલે ગળો મુજને. ૧૯

ભીમ—(સકોપ) શું ત્યારે તું પોતાની મેળે નહિજ ખસે, એમ તારૂં કહેવું છે ? હું તારૂં આ લાંગૂલ પકડી તને ખસેડી ચાલ્યો જઉં ? પ્રાણીને નીપજાવનાર પરમેષ્ઠિ જેટલા માનપાત્ર ગનાય છે તેટલાજ કે તેથી વધારે પ્રાણીનો સંહાર કરનાર શંકરદેવ પણ ગનાય છે (ઇત્યાદિ બોલી તે વાનરને નિર્બળ ધારી નાશ કરવાના હેતુથી ડાબે હાથે તેનું પૂછડું પકડી ખેંચવા માંડયું પરંતુ તે લેશ માત્ર હાલ્યું નહિ). (ત)

હનુમાન્—અહો મહાવીર ! રણધીર ! શૂરવીર ! જગ સાચવીને ગને ખસેડજે ! હું ઘણોજ શકિતહીન થયો છું ! ભાઇ તું કાંપે છે કેમ ? શું લાંગૂલ તારાથી નથી ઉંચકાતું ? ના ના એમ હોય નહીં ! આ

---

મોઢે કહું છું. અર્થાત્ હું સામાન્ય માણસ હોત અને એવું બોલ્યો હોત તો તારે ડરવાનું નહોતું, પણ હું તો પ્રતાપી છું. એકલો પ્રતાપી હોત તો કદાચ મારો પ્રતાપ તું સહન કરી શકત, પણ તેની સાથે મહાતાપી પણ છું, એટલે તારે એ પરિતાપથી ડરવું જોઇએ. કદાચ હું પ્રતાપી અને મહાતાપી છું એ વાત કોઇને મોઢે તેં સાંભળી હોત તો તારે ભય રાખવાનું કારણ નહોતું, પણ આ તો હું મારે મોઢેજ કહું છું એટલે તારે બીહીવાનું ખરેખરૂં કારણ છે: અને એમ છતાં પણ જો મેં શાંતિથી કે દયાર્દ્રભાવથી તે કહ્યું હોત તો તું ભલે ભય ન રાખે; પણ આ તો મેં ઘણા કોપથી કહ્યું છે માટે જરૂર ભય રાખવોજ જોઇએ. અધિક ઇ૦—અરે અમારા ભ્રાતા (હનુમાન્) કરતાં અમને અધિક શા માટે નથી ગણતો ? હું થકી ઇ૦—અર્થાત્ મારાથી નીપજવાનું તારૂં મરણ તને કદાપિ મૂકે નહીં—હવે હું તને જીવતો મૂકનાર નથી.

૧૯ ભીમનાં અભિમાનયુક્ત વચન સાંભળીને હનુમાન્ વક્રોક્તિથી તેની મશ્કરી કરે છે: વીરા ! ઇ૦. શ્લોક—જીતિ

(ત) લાંગૂલ—પૂછડું. અત્યાર સુધી તો ભૂત દયાને લીધે હું તારા જીવને હાનિ કરવા નહોતો ઇચ્છતો પણ હવે તારૂં વાંકાપણું જોઇને મને પણ તેવો વિચાર થઇ આવે છે: પ્રાણીને ઇ૦. પરમેષ્ઠિ—બ્રહ્મદેવ અર્થાત્ ઉત્પન્ન કરનાર અને સંહાર કરનાર બન્નેને સરખું માન મળે છે ત્યારે હું સંહાર કરવાનું માન લેવા-

કાળમાં તારા જેવો યોદ્ધો અમે સાંભળ્યો નથી! તેનું બળ આટલું કેમ હોય? (ધ)

**ભીમ**—(ભ્રુકુટિ આદિ ચઢાવી અત્યંત કોપ કરી) મૂઢ મર્કટ! ઉદ્ધાર કરી લે, અને જેનું ધ્યાન ધરવું હોય તેનું ધરી લે (એમ બોલી બે હાથેથી તેનું પૂંછડું પકડી અત્યંત બળ વડે ખેંચવાનો યત્ન કરે છે અને તે જ્યારે રજમાત્ર પણ હાલતું નથી ત્યારે નિશ્વાસ નાખી તે વાનરની પ્રશંસા કરે છે) અહો ધીરવીર! તું સાક્ષાત્ શંકર, બ્રહ્મા કે વિષ્ણુ પણ નથી ઈન્દ્રાદિ દેવોનો પરાભવ તો અમે કરેલોજ છે એટલે તું તે છે એમ પણ મારાથી કહેવાતું નથી. (નમન કરી) મારૂં માન મર્દન કરે એવો માત્ર મારો ભ્રાતા કપિરાજ કહેવાલો છે, માટે શું તમો સાક્ષાત્ તેજ છો? જો એમ હોય તો પછે મારે ખેદ કરવાનું કાંઇ પણ કારણ નથી (દ)

---

તુંજ હવે ઠીક માનું છું ડાબે હાથે—(તેને એક તુચ્છ માનીને) ડાબે હાથે ઘણું કરીને જમણા હાથ જેટલું જોર કરી શકાતું નથી, માટે થોડું જોર કરવાનું હોય ત્યાંજ ડાબો હાથ વપરાય છે મતલબ કે આ વાનરને ખેંચી નાખવો એમાં કાંઈ મહત્વની વાત નથી, એમ ધારીને ડાબે હાથે પૂંછડું પકડી ખેંચવા માંડયું.

(ધ) ભીમથી પૂંછડું ખસતું નથી તે જોઇને હનુમાન્ તેને વક્રોક્તિથી કહે છે, અહો ઈ૦

(દ) ભીમ તેની વક્રોક્તિ સમજીને તેને કહે છે મૂઢ ઈ૦ અને જેનું ધ્યાન ધરવું હોય ઈ૦—અર્થાત્ તું હવે જીવવાનો નથી માટે ઇશ્વર સ્મરણ કરી લે **અર્થાપત્તિ અલંકાર.** પ્રશંસા—વખાણ તું ઇ૦—સાક્ષાત્ (પ્રત્યક્ષ) શંકર, બ્રહ્મા કે વિષ્ણુ નથી! શિવને ત્રણ નેત્ર છે, બ્રહ્માને ચાર મુખ છે, અને વિષ્ણુને ચાર હાથ છે, તેમાંનું કાંઈ તારે નથી સાક્ષાત્ નહીં હોઉ તો રૂપાંતર ધારણ કરી આવેલો હોઈશ તો તેમ પણ નથી કેમકે હું તો તેમનોય પરાજય કરૂં એવો છું વારૂ ત્યારે ઇંદ્રાદિ દેવમાંનો કોઇ દેવ હોઇશ --તો તેમ પણ નથી, કેમકે ઈંદ્રાદિ ઇ૦ પરાભવ--પરાજય તે—ઈંદ્રાદિ કોઈ દેવ ત્યારે હું કોણ છું? તે વિષે કહે છે મારૂં ઈ૦ માન મર્દન કરે—અપમાન કરે—અર્થાત્ હરાવે કપિરાજ- હનુમાન્ એ૦ ઇ૦—કેમકે મારા વડિલ ભ્રાતાથી હું પરાજય પામું એમાં તો મને દૂષણ નહીં પણ ભૂષણ છે

હનુમાન્—(અત્યંત પ્રસન્નતાથી ઊઠી ઊભા થઇ) ભીમ! ધન્ય છે ધન્ય છે! તેં મને ભલો ઓળખ્યો! (આલિંગન દઇ) ભ્રાતા! આ માર્ગે જનાર માનવ માત્રનું મૃત્યુ થાય તેવું હોવાથી મેં તારું માન મર્દન કરી તને જતાં અટકાવ્યો. હું તારા પર ઘણોજ પ્રસન્ન થયો છું, માટે તારી ઇચ્છામાં આવે તેટલાં વરદાન તું મારી પાસે સત્વર માગી લે માગી લે. (ધ)

ભીમ—(બે કર જોડી નમન કરી) પ્રથમ તો મને એજ કહો કે તમે ચિરંજીવ શાથી થયા? તમારા ઇષ્ટદેવની અયોધ્યાપુરી તજી અહીં આવી વસવાનું કારણ કિયું? (ન)

હનુમાન્—(પ્રસન્ન થઇ) વત્સ! રાજિવલોચને મને દશકંધર મારી અયોધ્યામા આવી રાજ્યાસને બેઠા પછી વરદાન માગવા કહ્યું; ત્યારે મેં અત્યાગ્રહે માત્ર એટલુંજ માગી લીધું કે જ્યા સુધી જગતીમાં રામના ગુણાનુવાદ ગવાય ત્યાં સુધી હું નાશ ન પામું અને અહોરાત્ર રામગુણ શ્રવણ કરયા કરૂં, એટલુજ જો પ્રભુ પ્રસન્ન થયા હો તો આપો. એ મારી મનસા પ્રભુએ પૂરી કરી જેથી મારી ઇચ્છામાં આવે ત્યાં હું નિવાસ કરી રહું છું; સતાં, અહીં અપ્સરાદિ આવી નિરંતર રામગુણગાન કરયા કરે છે એટલે મારે સર્વ ભૂમિ સમાન માનવાને બાધ જેવું નથી. (પ)

---

(ધ) વરદાન આપવાની અતિ ઉત્કંઠા છે માટે બે વાર 'માગી લે' એવો ઉચ્ચાર કર્યો છે. હનુમાન ભીમના મેળાપથી અત્યંત આનંદ પામ્યો છે, એ વ્યંજના.

(ન) એ વરદાન આપવા તત્પર થયેલો વાનર હનુમાન્ છે કે કોઇ માયાવી રાક્ષસ છે, તે જાણી લેવાને હનુમાન્‌ને ભીમ બે પ્રશ્ન કરે છે: પ્રથમ તો ઇ૦. ઇષ્ટદેવની—રામની.

(પ) હનુમાન્ પહેલા પ્રશ્નનો ઉત્તર કરે છે. વત્સ ઇ૦. રાજિવલોચને (राजिव—કમળ અને लोचन—નેત્ર)—કમળ સમાન નેત્રવાળા રામે. દશકંધર (दश+क—માથું+धर—ધારણ કરનાર)—દશ માથાંને ધારણ કરનાર—રાવણ. અત્યાગ્રહે—રામનો વરદાન આપવાનો અતિશય આગ્રહ જોઇને જગતીમાં પૃથ્વીમાં. ગુણાનુવાદ (गुण+अनुवाद—કીર્ત્તન)—રામના ગુણોનું કીર્ત્તન. નાશ ન પામું—જીવતો રહું. બીજા પ્રશ્નનો ઉત્તર કરે છે: અને ઇ૦. અહોરાત્ર (दिवस

**ભીમ**—( ખાત્રીપૂર્વક પોતાના ભાઇ હનુમાન્ છે એમ જાણી તેના પગમાં માથું મૂકી ) હે ભ્રાતા ! હું મને પોતાને ધન્ય માનું છું કે આજ હું આપનું અલૌકિક દર્શન કરી શક્યો ! હર્ષવડે સર્વ હૃદય ભરાઇ ગયું છે એટલે વરદાન માગવાની જગાજ બાકી રહી નથી ! માત્ર મારી કમળ લેવાની પ્રતિજ્ઞા સિદ્ધ થાય એટલુંજ જો પ્રભુને રૂચે તો કરવા કૃપા કરશો. ( फ )

**હનુમાન્**—( તેને માથે હાથ મૂકી ) વત્સ ! હું તને પ્રસન્ન થઇ વરદાન આપું છું કે તું જ્યારે સિંહનાદ કરીશ ત્યારે હું તેની સાથે મારો શબ્દ સંયુક્ત કરીશ જેથી સર્વ શૂરવીરોના તેજનો ક્ષય થશે. જો તારી ઇચ્છા હોય તો તે દિવ્ય કમળ તને હુંજ લાવી આપું.

**ભીમ**—( નમન કરી ) જ્યેષ્ઠ ભ્રાતા ! જેમ તમે મને વરદાન આપી પ્રસન્ન કર્યો, તેમજ પાર્થને એક વાર દર્શન દઇ તેને સ્વેચ્છિત વરદાન આપવા કૃપા કરશો; અને દિવ્ય કમળ કિંકરજ પ્રાપ્ત કરી શકે એવા ઉપાયની યોજના કરશો. ( ब )

---

રાત ). મનસા—ઈચ્છા. ઈચ્છામાં આવે ત્યાં—જ્યાં રામગુણાનુવાદનું શ્રવણ થાય ત્યાં. પણ અહીં રામગુણાનુવાદ તમે શી રીતે શ્રવણ કરી શકો છો ? તે વિષે કહે છે: સતાં ઈ૦. સર્વ ભૂમિ સમાન—અયોધ્યાની ભૂમિ અને આ ભૂમિ.

( फ ) અલૌકિક—સર્વ લોકોને સામાન્ય નહીં એવું. ( હનુમાન્ ત્રેતાયુગમાં થયેલા ચિરંજીવ હોવાથી કલિયુગના આરંભમાં તેમનું દર્શન લોકોને નજ થાય એ ઉઘાડું છે. ) વરદાન ન માગવાનું કારણ કહે છે: હર્ષ વડે ઇ૦—(આ વાક્ય એવું છે કે જે એક વાક્ય છતાં તે વડે બે જૂદા જૂદા અર્થ ભીમે હનુમાનને કહી બતાવ્યા છે, એક તો મારે તમારી પાસે કંઈ વરદાન જોઇતું નથી, એ અર્થ; અને તમને મળવાથી મને અત્યંત હર્ષ થયો છે એ બીજો અર્થ ) એમાં વરદાનની અનિચ્છા એ પ્રસ્તુત અર્થ છે અને. હર્ષ બતાવવો એ પહેલા અર્થની અપેક્ષાએ ગૌણ હોવાથી અપ્રસ્તુત અર્થ છે. એમ એકજ વાક્યમાં પ્રસ્તુત અને અપ્રસ્તુત અર્થનો સમાવેશ થયેલો હોવાથી **સમાસોક્તિ અલંકાર.** મહાન્ પુરૂષની મુલાકાત નિષ્ફળ ન હોવી જોઇએ તથા હનુમાને વરદાન આપવાની માગણી કરી તેનું અપમાન ન થવું જોઇએ, એવા વિચારથી પોતાની ઇચ્છા જણાવે છે: માત્ર ઇ૦.

( ब ) સ્વેચ્છિત—અર્જુને પોતે ઈચ્છેલું. 'કમળ હુંજ આણી આપું'

## અંક ૫ મો.

( ચિંતાતુર પાચાલી, યુધિષ્ઠિર, નકુલ, સહદેવ, સ્મરનર્દક અને વસંતિકા પ્રવેશ કરે છે )

યુધિષ્ઠિર—પ્રિયા ! આજ તુ કેમ શોકસાગરમા ડૂબી ગયેલા જેવી દેખાય છે ? શુ તને માતપિતાનુ સ્મરણ થઇ આવ્યુ છે ? કે માતા કુંતી સાભરી આવ્યા છે ? અથવા પૂર્વ સુખની સ્મૃતિએ તને ચિંતાગ્રસ્ત કરી છે ? પ્રિયા ! કં' કં', કોઇ દિનસ નહિ, અને આજ આટલી બધી શોક પીડિત કેમ જણાય છે ? ( અ )

પાચાલી—(મંદ સ્વરે) ના ના, એવુ તો કંઇ નથી પણ—(એવે ગભરાયલે વેશે ધૌમ્યનોમશ પ્રવેશ કરે છે )

ધૌમ્ય—અહો ધર્માત્મા યુધિષ્ઠિર ! સાવધ સાવધ ! અવશ્ય યુદ્ધપ્રસંગ નિકટ આવે એવુ શાકુનશાસ્ત્ર પરથી સિદ્ધ થાય છે. જો જો —( આ )

શ્લોક.

ઊડે કોરણ કાકરા રજ ઘણી, ઉલ્ક તણા પાત જો,
શા વજ્રે પડતા તૂટી નભથકી, સૂર્યાસ્ત પ્રખ્યાત જો,
કાળી રાત્રિયોં અંધકાર વધિયો, વાકી સહુ વાત જો,
આહા પૃથ્વી ચલાયમાન થઇ શી, ગાઢો વહો ઘાત જો ! ૧

---

( અ ) મ ૧ લો—સ્થળ—પાંડવોનો આશ્રમ. ભીમ કયાં ગયો છે એ વાતની પાડવોને ખબર નથી, તથા દ્રૌપદીને ભીમે તે વાત છાની રાખવાની કહી છે તેમ છતા આ છેલ્લા અંકમા નિર્વહણસધિ વ તાવાનો હોવાથી નાટકમા વર્ણીત ના ભિન્ન ભિન્ન ઇતિવૃત્ત એકજ કાર્યમા પરિણામ પામવા જોઇએ, માટે અહીં યુધિષ્ઠિરાદિ પાડવોને ભીમના સાહસની જાણ કરી તેમને ભીમ પાસે મોકલવાનો પ્રસંગ વર્ણ્યો છે યુધિષ્ઠિર ઇ૦

( આ ) નિકટ—પાસે શાકુનશાસ્ત્ર—પક્ષી આદિકના બોલવા વગેરેથી ભવિષ્યની સૂચના કરનાર શાસ્ત્ર પક્ષીને સંસ્કૃતમા શકુનિ કહે છે શકુનિના સંબંધ વાળુ શાસ્ત્ર, માટે તે શાકુનશાસ્ત્ર કહેવાય છે

૧ શ્લોક—શાર્દૂલવિક્રીડિત યુદ્ધ પ્રસંગ પાસે આવ્યો છે એમ સૂચવનારા

**હનુમાન્**—સમય આવ્યે હું અર્જુનને મળી તે જેમ પ્રસન્ન થશે તેમ કરીશ. જો તારે દિવ્ય કમળ સ્વપરાક્રમથીજ લેવાં હોય તો જટાસુર કે જેને તેં હણ્યો છે તેનો ભ્રાતા ઘટાસુર વનદેવતાઓની શીખવણીથી કમળવનમાં જવાનો માર્ગ બંધ કરી બેશી રહ્યો છે તેનો નાશ કરી ઉત્તરમાં અવળો વળી કુબેરના અનુચરોનો પરાભવ કરી કમળ લેઇ જજે. કિંતુ ભ્રાતા ! તને ગમે તે કષ્ટ કરે તથાપિ વનદેવતાઓ જે સ્ત્રીજાતિ ગનાય છે તેગનો તું નાશ કરીશ નહીં. (મ)

**ભીમ**—(નમન કરી) હું આપના કહેવા પ્રમાણે સર્વ કરીશ.

**હનુમાન્**—(ભીમને વનદેવતાઓએ પૂરી દીધેલો માર્ગ બતાવી) વત્સ ! એ માર્ગે થઇ જવાશે. (એટલું કહી હનુમાન્ અંતર્ધાન થઈ જાયછે.) (મ)

**ભીમ**—(સઆશ્ચર્ય) અહાહા ! મારા જેવો આ ભૂમિમાં કોણ ભાગ્યશાળી છે ! (રૂધી રાખેલો માર્ગ જોઇ) હાં ઠીક; મારે આજ સ્થળે માર્ગ પાડી જવાનું છે. (એમ વિચાર કરી વૃક્ષાદિને તોડી ફોડી જવા જેટલો માર્ગ કરતો કરતો ચાલ્યો જાય છે). (ય)

## ચતુર્થાંક સમાપ્ત.

---

એમ જે હનુમાને કહ્યુ, તે વિષે ભીમ કહે છે દિવ્યકમળ ઈ૦. કિંકર—સેવક--ભીમ. અર્થાત્ તેમ થાય તોજ સ્વપરાક્રમથી મારી પ્રતિજ્ઞા મે સિદ્ધ કરી એમ કહેવાય.

(મ) ઉત્તરમા અવળો વળી—અર્થાત્ અહીંથી પાછો વળી દક્ષિણ તરફ જા, એટલે વનદેવતાઓએ બંધ કરેલો માર્ગ આવશે. અને તે માર્ગ ઘટાસુરને મારવાથી ખુલ્લો થશે એટલે પાછો ઉત્તર તરફ વળજે. વનદેવતાઓને ન મારવાનું કારણ કહે છેઃ સ્ત્રી જાતિ ઇ૦.

(મ) હનુમાનનું દેવપણું વર્ણે છે અંતર્ધાન થવાની શક્તિ દેવ વિના બીજાઓમાં હોતી નથી, માટે અહીં અંતર્ધાન થવું એ હનુમાનના દેવપણાનું ઉપલક્ષક છે.

(ય) હર્ષ નામે સંચારી ભાવ વર્ણે છેઃ અહાહા! ઈ૦.

## અંક ૫ મો.

( ચિંતાતુર પાંચાલી, યુધિષ્ઠિર, નકુલ, સહદેવ, રમરવર્દ્ધક અને વસંતિકા પ્રવેશ કરે છે. )

**યુધિષ્ઠિર**—પ્રિયા ! આજ તું કેમ શોકસાગરમાં ડુબી ગયેલા જેવી દેખાય છે ? શું તને માતપિતાનું સ્મરણ થઇ આવ્યું છે ! કે માતા કુંતી સાંભરી આવ્યાં છે ! અથવા પૂર્વ સુખની સ્મૃતિએ તને ચિંતાગ્રસ્ત કરી છે ! પ્રિયા ! કે' કે', કોઇ દિવસ નહિ, અને આજ આટલી બધી શોક પીડિત કેમ જણાય છે ? ( અ )

**પાંચાલી**—(મંદ સ્વરે) ના ના, એવું તો કંઇ નથી પણ—(એવે ગભરાયલે વેશે ધૌમ્યઋષિ પ્રવેશ કરે છે ).

**ધૌમ્ય**—અહો ધર્માત્મા યુધિષ્ઠિર ! સાવધ સાવધ ! અવશ્ય યુદ્ધપ્રસંગ નિકટ આવે એવું શાકુનશાસ્ત્ર પરથી સિદ્ધ થાય છે. જો જોઃ—( આ )

શ્લોક.

ઊડે કોગણુ કાકરા રજ ઘણી, ઉલ્કાતણા પાત જો,
શાં વસ્ત્રે પડતાં તૂટી નભથકી, સર્વાસ્ત પ્રખ્યાત જો;
કાળી રાત્રિથી અંધકાર વધિયો, વાંકી સહુ વાત જો,
આહા પૃથ્વી ચલાયમાન થઇ શી, ગાઢો લહો ઘાત જો ! ૧

---

( અ ) પ્ર. ૧ લો—સ્થળ—પાંડવોનો આશ્રમ ભીમ ક્યાં ગયો છે એ વાતની પાંડવોને ખબર નથી, તથા દ્રૌપદીને ભીમે તે વાત છાની રાખવાની કહી છે, તેમ છતાં આ છેલ્લા અંકમાં નિર્વહણસંધિ વર્ણવાનો હોવાથી નાટકમાં વર્ણવેલાં ભિન્ન ભિન્ન ઇતિવૃત્ત એકત્ર કાર્યમાં પરિણામ પામવાં જોઇએ, માટે અહીં યુધિષ્ઠિરાદિ પાંડવોને ભીમના સાહસની જાણ કરી તેમને ભીમ પાસે મોકલવાનો પ્રસંગ વર્ણ્યો છે. યુધિષ્ઠિર ઈ૦.

( આ ) નિકટ—પાસે. શાકુનશાસ્ત્ર—પક્ષી આદિકના બોલવા વગેરેથી ભવિષ્યની સૂચના કરનારું શાસ્ત્ર પક્ષીને સંસ્કૃતમા શકુનિ કહે છે; શકુનિના સંબંધવાળું શાસ્ત્ર, માટે તે શાકુનશાસ્ત્ર કહેવાય છે.

૧ શ્લોક—શાર્દૂલવિક્રીડિત, યુદ્ધ પ્રસંગ પાસે આવ્યો છે એમ સૂચવનારા

લોમશ—વત્સ ! ધૌમ્યાચાર્ય સત્ય કહે છે. પશ્ય પશ્ય—

શ્લોક.

દિશાઓ થઇ રક્ત વર્ણ સઘળી, પક્ષી પશુ શાં રૂએ !
ઉલૂકો ગીધ શા ભયંકર રવે, પોકારી ભારી જુએ !
અંધારૂં પસરયે ન કોઇ દિસતું, સર્વેશ ખોટું ખૂંએ !
થાઓ સાવધ જાગતા રહો સદા, શત્રુ નિવારો કુએ. ૨

યુધિષ્ઠિર—( મહર્ષિએ કહેલા ઉત્પાત થતા આમ તેમ જોઇ ) અહો બાંધવો ! આપણને અવશ્ય કોઇ પરાભવ પમાડવા આવ્યો છે, માટે યુદ્ધમાં દુર્મદવાળા સર્વે જણે શસ્ત્રાસ્ત્ર સજી સાવધ રહેવું જોઇએ. પછે જોઇએ છીએ કે આપણા સન્મુખ આવનાર કોણ છે ? ( એટલું બોલી અજાતશત્રુ આમ તેમ ભીમને જોવા લાગ્યા અને તેને ત્યાં ન જોવાથી ગભરા જેવા બની ગયા. તેને જોઇ ). ( ૬ )

---

અપશુકન વર્ણું છે: ઊડે ઇ૦. કોરણુ—તોફાની પવનથી દિશાઓમાં ઊંચે ઉડતી ધૂળ. ઉલ્કા—અગનું. આકાશમાંથી બળતા પદાર્થો પૃથ્વી પર પડતા તેને ' ઉલ્કાપાત ' કહે છે. વજ ઇ૦—ઇંદ્રનું હથિયાર વજ્ર કહેવાય છે. આકાશમાંથી જે વજ્ર પડે છે એમ વર્ણ્યું છે તે વીજળીના પડવાને ઉદ્દેશીને લખ્યું હોય એમ સમજાય છે. સંસ્કૃત ગ્રંથોમાં ' ગર્જનાના મોટા કડકા સાથે વજ્રપાત થાય છે ' એમ વર્ણવ્યું હોય છે, તે ઉપરથી પણ એ વિદ્યુત્પાતનું વર્ણન હોય એમજ સમજાય છે. સૂર્યાસ્ત ઇ૦—દિવસ છતાં સૂર્યનો અસ્ત પ્રખ્યાત છે—પ્રસિદ્ધ છે તેને જો. અંધકાર—( આકાશ ધૂળથી છવાઇ ગયેલું હોવાને લીધે છે ). વાંકી ઇ૦—માટે સર્વે વાત વાંકી છે એમ જો—સમજ અર્થાત્ એ ભયની સૂચના છે. આહા ઇ૦—અર્થાત્ આ હમણા ભૂકંપ પણ કેવો થયો ! એ સર્વ અપશુકનથી શું થશે તે કહે છે; ગાઢો ઇ૦. ગાઢો—અર્થાત્ ભારે મોટો ઘાત—( સંગ્રામમાં પ્રાણીઓનો )

૨ પશ્ય પશ્ય—જો જો. શ્લોક—શાર્દૂલવિક્રીડિત્ લોમશ બીજા વધારે ઉત્પાત દેખાડે છે; દિશાઓ ઇ૦. રક્તવર્ણ—રાતી. શાં રૂએ—કેવાં ભયાનક સ્વરે રૂએ છે ! ઉલુકો ઇ૦—ઉલૂકો ( ઘૂડ ) અને ગીધ શા ( કેવા ) ભયંકર રવે ( શબ્દે ) ભારી પોકારી ( ઘણી લાંબી ચીસ પાડીને ) જુએ છે ! સર્વેશ ઇ૦—અર્થાત્ પરમેશ્વર આ અપશુકનથી સૂચવાતા ભયનો નાશ કરો ! કુએ—પૃથ્વીમાં ( કુ—પૃથ્વી ) અથવા કુએ—કૂવામાં. શત્રુઓને કૂવામાં નાખી દો.

( ૬ ) પરાભવ પમાડવા—( આપણો ) પરાજય કરવા. યુદ્ધમાં દુર્મદ-

નકુલ—મહાવીર ધર્માત્મા ! આવા ભયને સમયે તો આપના જેવાએ અમો સર્વને નિર્ભયતા રાખવાનો ઉપદેશ કરવો જોઇએ જેમકેઃ—( ઈ )

શ્લોક.

સુરતા શૂર લાયક જો શત તો,
નવ તે સુખદાયક છે ગત તો;
નર એકજ નાયક હિમ્મત તો,
સુખકારી સુવાયક છે ગત તો ૩

યુધિષ્ઠિર—( સાવધ થઇ ) ભ્રાતા ! હું આ ઉત્પાતથી ગભરાયો છું એમ તમારે માનવાનું કંઇ પણ કારણ નથી; કિંતુ આપણા આધારરૂપ ભીમને હું આટલામા જોઇ સકતો નથી એજ મારા ગભરાટનુ કારણ છે. ( ઉ )

સહદેવ—હા ભ્રાતા ! મહાત્મા ભીમ ઘણા કાળથી જોવામાજ આવ્યા નથી. ( નિશ્વાસ નાખી ) અરે પ્રભુ ! એ ક્યા ગયા હશે ? આવે સમયે કેમ અહીં જણાતા નથી !

---

યાત્રા—યુધ્ધ કરવાની વખતે ઘણા મદોન્મત્ત ( પાડવોનુ વિશેષણ ) અજાત શત્રુ—યુધિષ્ઠિર.

( ઈ ) યુધિષ્ઠિરને આ અપશુકનથી હિમ્મત હારી ગયો જાણી નકુળ કહે છે, મહાવીર ઇ૦.

૩ શ્લોક—તોટકવૃત્ત. સુરતા ઇ૦—જે સુરતા ( દેવ જેવા ) લાયક શૂર ( શૂરવીર ) શત ( સો ) હોય, પણ તે જો ગત ( ગયેલા—હિમ્મત રહિત થઇને યુદ્ધમાથી ભાગી ગયેલા ) હોય તો તે સુખદાયક નથી. પણ જો હિમ્મત હોય તો એકજ નર તે સર્વનો નાયક ( દોરનાર—અગ્રેસર ) થવાને લાયક છે અને સુખકારી પણ છે એવુ ગત ( ગયેલા પુરૂષોનુ—પૂર્વના શાસ્ત્રકર્ત્તાઓનું ) વાયક છે ' સુખકારી ' શબ્દને ' વાયક ' નુ વિશેષણ ગણીને પણ અન્વય થઈ શકે, પણ પૂર્વાર્ધના ' સુખદાયક'નો અન્વય ' શૂર ' સાથે કરેલો છે તે જોતા અહીં પણ ' સુખકારી નો અન્વય નર સાથે કરવો યોગ્ય ભાસે છે

( ઉ ) આ નાટકમા નાયકરૂપે વર્ણાયલા ભીમનો બીજા પાડવો કરતા

**યુધિષ્ઠિર**—પ્રિયા પાંચાલી ! ભીમ કંઇ ગયો છે એ વિષે તારા કંઇ જાણવામાં છે ? તે ક્યાં છે ? તે શું કરે છે ? અથવા એ કોઇ સાહસ કર્મનો આરંભ તો નથી કરી બેઠો ? પ્રિયા ! એ વિષે તારા કંઇ જાણવામાં હોય તો તું મને સત્વર કહે સત્વર કહે. હું જાણું છું કે એને સાહસ કર્મ ઘણું પ્રિય છે; એ એનો નાદ એને સારો માઠો સમય પણ નથી જોવા દેતો, નથી જોવા દેતો ! ( ऊ )

**પાંચાલી**—( સખેદ ) આર્યપુત્ર ! અપરાધ ક્ષમા કરશો હું વૃકોદર સાથે સરિતાતટે વિહાર કરતી હતી એવામાં વાયુથી આ કમળ ( બતાવી ) ક્યાં થકી ઉડી આવ્યું અને તેવાં ઘણાં કમળ લાવવા મેં તેમને વિનવ્યા. તે પરથી તેઓ તે કમળ લેવા ઇશાન દિશા ભણી ગયા છે. ( ऋ )

**યુધિષ્ઠિર**—( અત્યંત નિઃશ્વાસ નાખી ) ભ્રાતા નકુલ ! અહો સહદેવ ! તમે જાવ જાવ ! ઉતાવળે જઇ વત્સ ઘટોત્કચને તેના અનુચર રાક્ષસો સહિત અહીં સત્વર બોલાવી લાવો. આપણે અવશ્ય ત્યાં જવું જોઇએ. એના યુદ્ધારંભનું જ આ પરિણામ આપણા અનુભવમાં ભયંકર રૂપ ધારી દેખાય છે. ( ઉતાવળે દોડતા નકુલ સહદેવ ઘટોત્કચને તેડવા જાય છે ). ( ऋ )

**ધૌમ્ય**—વત્સા પાંચાલી ! શાંત થા, શાંત થા; આમાં તારો દોષ નથી. જ્યારે દૈવ પ્રતિકૂળ હોય છે ત્યારે અનુકૂળ એવાં સર્વ કાર્યને પ્રતિકૂળતાજ પ્રાપ્ત કરાવે છે.

---

ઉત્કર્ષ વર્ણ્યો છે: કિન્તુ ઈ૦. " આધારરૂપ " શબ્દથી ભીમનો સર્વે પાંડવોથી અધિક બળવાનપણાના અર્થનો ધ્વનિ ઉત્પન્ન થાય છે.

( ऊ ) સત્વર કહે, સત્વર કહે, ઇત્યાદિ વાક્યોની દ્વિરુક્તિ યુધિષ્ઠિરના ગભરાટથી વ્યંજક છે કવિએ અહીં એકાએક પાંડવોનો ગભરાટ વર્ણ્યો છે માટે એ વર્ણન **આરભટી વૃત્તિથી** થયેલુ છે એમ જાણવુ.

( ऋ ) સરિતા તટે—નદી કિનારે. વિહાર કરતી હતી—રમતગમત કરતી હતી કે આનંદમાં ફરતી હતી. ક્યાં થકી—કોઇક અજાણી જગોએથી.

( ऋ ) એના ઇ૦—આપણા અનુભવમાં જે આ ભયંકર રૂપવાળા અપશુકન આવે છે તે એના યુદ્ધના આરંભનુંજ પરિણામ હશે !

યુધિષ્ઠિર—( નિ:શ્વાસપૂર્વક ) પ્રભુ ! સત્ય છે. નીકર અર્જુન જેવો નર અવધિ આવી રહ્યો છે છતાં અમને આવી ન મળે એમ કેમજ બને ? અહા ! અર્જુન ! અને તે હોય તો મને સંતાપનું સ્વપ્ન પણ શાનું આવે ? મહર્ષિ ! દૈવની ગહન ગતિ છે ! ( એવે નકુલ સહદેવ, ઘટોત્કચ અને તેના ઘણા અનુચર રાક્ષસો પ્રવેશ કરી નૃપાળને નમન કરી ઉભા રહે છે. ) ( લ )

ઘટોત્કચ—( હસ્ત જોડી ) તાત ! આજ્ઞાનુસાર વર્તવા આ સેવક સજ થઈ ઉભેલો છે. ( લ્ )

યુધિષ્ઠિર—વત્સ ! તારૂં કલ્યાણ થાવ. તુજ અમારો આ પ્રસંગે આધારભૂત થયેલો છુ. તારા પિતા ઇશાન દિશા ભણી દિવ્ય કમળ લેવા ગયા છે અને ત્યાં યુદ્ધ આરંભાયું હોય એમ સકારણ અનુમાન કરી શકાય છે, માટે તું પાંચાલીને વહન કરય અને બીજા દાનવો અમને તથા સર્વ બ્રાહ્મણોને વહન કરી ત્યાં સત્વર લઈ જાય એવી સર્વેને આજ્ઞા કરય ( એ )

ઘટોત્કચ—( નમન કરી ) જેવી પિતાશ્રીની આજ્ઞા. ( એટલું બોલી પાંચાલીને પોતે સ્કંધ પર બેસાડે છે અને બીજા તેના રાક્ષસ અનુચરો એકેકને ખભે બેસાડી આકાશપથે ચાલવા માંડે છે ) ( ઐ )

( સૌગંધિક વનના માર્ગ વચ્ચે પર્વત જેવડું રૂપ ધરી બેઠેલો ઘટાસર અને ભીમ પ્રવેશ કરે છે. )

---

( લ ) અવધિ—મર્યાદા અર્જુન સ્વર્ગલોકમાં ગયો હતો, તેણે આવવાનો જે વાયદો કર્યો હતો તે પણ પૂરો થયો છે, એમ છતાં તે પણ આવ્યો નથી, તેથી દૈવ પ્રતિકૂળ હોય એમજ ભાસે છે અર્જુનનું સ્મરણ થવાનું કારણ કહે છે અહા ઇ૦

( લ્ ) આજ્ઞાનુસાર—આજ્ઞા પ્રમાણે

( એ ) આધારભૂત—આધાર આપનારો. સકારણ—અપશુકનરૂપી કારણ સહિત. 'અનુમાન સકારણ છે માટે તે સત્યજ હોવું જોઇએ, અને તેથી નિશ્ચય યુદ્ધ થાય છે, એમ જાણી તારે ઉપેક્ષા કરવાનો આ સમય નથી,' એમ કહેવાનો મતલબ છે વહન કરય—ઊંચકીને ત્યાં લઈ જા

( ઐ ) સ્કંધપર—ખભાપર

ઘટાસુર—( ભીમને આવતો જોઇ ) અવ્વઇ અવ્વઇ મહિષ અ. વ્વઇ. દિવ્યામ મહિષ પેખ્ખઇ આનંદિત હુવ્વઈ તદ્દવત મયા મોદ ભવતી. હવઇ મયા ન ઉચ્ચરઇ. ( એવે ભીમ કને આવી પહોચે છે. ) ( ઔ )

ભીમ—( બંધ કરેલો માર્ગ જોઇ ) પડેલા ઘસારા પરથી જણાય છે કે માર્ગ તો આજ હોવો જોઇએ; અને જો એજ પથ છે એમ નિર્ણય થાય તો પછે તેને રૂધનાર ઘટાસુરજ માનવાને કોઇપણ પ્રકારનો બાધ નથી. ( વિચાર કરી ) ગારે ઘટાસુર કે પટાસુરે રસ્તો રોકયો છે એમ માનવાની શી આવશ્યકતા છે ? જેમ નાડાપરના વૃક્ષોનું છેદન ભેદન કરી માર્ગ કરી લીધો તેમજ આ પર્વતને પણ તોડીતાડી પથ પાડી લેવો એજ ઠીક છે. ( એમ વિચાર કરી હાથમાં ગદા લઇ આડ રૂપ ઉભેલા ઘટાસુરને અતિ બળવડે પ્રહાર કરે છે. ) ( ઔ )

ઘટાસુર— ( ભીમે કરેલો પ્રહાર મર્મસ્થાનમાં વાગવાથી ) વનદેવ્યા વનદેવ્યા મયા પ્રાણુ ગત્વા ગત્વા. અસ પ્રહાર મયા કદાચિત્ ન લગ્ગઇ ! રક્ષસી રક્ષસી. ( શસ્ત્રાસ્ત્ર સજી બન્ને વનદેવતાઓ દોડી આવેછે. ) ( ક )

---

પ્ર ૨ જો—( સ્થલ ) કમળવાળી તલાવડીનો માર્ગ સૌગંધિક વન—જે વનમા કમળવાળી તલાવડી છે તે વન. ઘટાસુર—જટાસુરનો ભાઈ

( ઓ ) પાછળ જટાસુરની જેવી અશુદ્ધ સંસ્કૃતમિશ્ર પ્રાકૃત ભાષા વાર્ણી છે, તેવીજ આ ઘટાસુરની પણ ભાષા છે અવ્વઈ ઈ૦—આવ્ય આવ્ય મહિષ ( ભીમને હૃષ્ટપુષ્ટ દેખી તેને મહિષ--પાડો કહો છે ) આવ્ય દેવી મહિષનુ બલિ ( બળિદાન ) પેખે છે અને તે આનંદિત થાય છે તદ્વત્ ( તે પ્રમાણે ) મને મોદ ( હર્ષ ) થાય છે હવે હુ નહીં ઉચ્ચારં ( બોલુ )

( ઔ ) ઘસારાપરથી—જમીનપર પડેલા જવા આવવાના ઘસારા પરથી ઘટાસુર પર્વત જેવો થઇ પડેલો છે તેને પર્વતરૂપ માનીને ભીમ કહે છે આ પર્વતને ઈ૦

( ક ) વનદેવ્યા ઈ૦—વનદેવિ વનદેવિ !મારો પ્રાણ જાય છે જાય છે ! ( અસ—એવ--આ ) આવો પ્રહાર મને કદાચિત્ ( કોઇ વાર પણ ) નથી લાગ્યો. રક્ષણ કર, રક્ષણ કર

**વનદેવતા**—વત્સ ઘટાસુર ! હવડાં એ દુષ્ટ મહિષને મર્દન કર્યો એમ તું જાણ્ય કેમ રે મૂઢ ! અમારા ઉપવન જેવા વનને વેરાન કરી તેના રાક્ષસોને મારનાર તું જ કે ? (ख)

**ભીમ**—( સકોપ ) કોણ શસ્ત્ર સજેલી સ્ત્રીઓ ? અને તે વૃકોદરનો તિરસ્કાર કરનારીઓ ! અરે વનમાતાઓ ! શ્રવણ કરો શ્રવણ કરો —

શ્લોક

ચંડને ચોળિયો, મુંડને રોળિયો,
ત્રિશિરા ત્રોડિયો શો કરી કોળિયો ?
નો'ય તે દાનવો દેવિ ! આ માનવો,
રુદ્ર છે આ નવો નાશ આ માનવો ૪

શું તમારી ઇચ્છા મને સૌગંધિક વન પ્રત્યે જતા રોકવાની છે ? અથવા આ મૂઢ ઘટાસુરને જટાસુરનું વૈર લેવું છે ? ( શ્વાસોચ્છવાસે ) લ્યો ત્યારે આ મારૂં બાણ ( કમાનમાં ચઢાવવાનો અભિનય કરી ) તમારા ઉભયના અર્થથી પ્રાપ્તિ કરાવશે ! ( એમ બોલી બાણ તકાવે છે અને ઘટાસુર તથા દેવીઓ આમથી તેમ નાસાનાસ કરે છે ) (ग)

---

(ख) મહિષને—પાડાને ( પાડા જેવા ભીમને ) ઉપવન જેવા—બાગ જેવા

૪ શ્લોક—સ્રગ્વિણી. ચંડને ઇ૦—દેવીએ ચંડનામના દૈત્યને ચોળી નાખ્યો—મારી નાખ્યો છે અને મુંડ નામના દૈત્યને પણ રોળી નાખ્યો છે ( રણભૂમિમાં ) તેમજ ત્રિશિરા ( ત્રણ માથાવાળા દૈત્ય ) નો પણ શો ( કેવો ) કોળિઓ કરીને તેને તોડી નાખ્યો છે ! હે દેવિ ! ( વનદેવિ ! ) તે દાનવો ( ચંડ વગેરે દૈત્યો ) આ ( ભીમ ) ન હોય, ત્યારે તું કોણ છે ? તે વિષે કહે છે આ તો માનવો ( માણસ જાતનો પુરુષ ) છે માણસ છે ત્યારે તો ચંડાદિક કરતા નિર્બળ હોવાથી તેનો ઝટ નાશ થશે, એમ માનશો નહીં કેમકે રુદ્ર ઇ૦—આ તો નવો રુદ્ર છે જગતનો સંહાર કરવાની શક્તિવાળા અગીઆર રુદ્ર તો જૂના વખતથી જાણેલા છે, પણ આ તો બારમો રુદ્ર છે માટે આને નાશ ( નાશરૂપ )જ માનવો રુદ્ર સાથે અભેદપણે ભીમનું વર્ણન કર્યું છે માટે **અભેદતાદ્રુપ્યરૂપકાલંકાર**

(ग) શ્વાસોચ્છવાસે—ક્રોધનો અભિનય કરી. ઉભયના ઇ૦—વનદેવ

**વનદેવીઓ**—વત્સ ઘટાસુર ! તું લંગડાતો ચાલે છે તે પરથી તને ઘણું વાગ્યું હોય એમ લાગે છે ! માટે ચાલ્ય મુઆને મૂકી જતાં રહીએ. વળી પછી જોઇ લેવાશે. (घ)

**ઘટાસુર**—સત્યં સત્યં; મહાબલિષ્ટ માનવઇ અસઇ. (એમ માંહોમાંહે વાતો કરતાં ત્રણે જણ અલોપ થઇ જાય છે). (ङ)

**ભીમ**—" દંશ ન કરતા ફું ફ્ફાડાથી કાર્ય થયુ ". વડભ્રાતાની આજ્ઞા પણ એવીજ છે કે વનદેવતાઓને હણવી નહિ. નીકર આ યજ્ઞનારાયણના નેત્રપથ રૂપી મુખમાં હોમાયલું બલિદાન શી રીતે બચી જાય. (આમ તેમ જોઇ) આહા આ વનની શોભા કેવી રમણિક લાગે છેઃ—(च)

શ્લોક.

આ અબ્જો ઉડી આવ્યાં સુવરણ સરખી, કાંતિવાળાં રૂપાળાં,
હંસો કારંડવો શા મધુર રવ કરે, ચક્રવાકો રસાળાં;
જાણે માળાસગી આ રમણિક રચના, ભાળિયાં જે ન ભાળ્યાં,
પાંચાલી તું ન પાસે, ધિક વિધિ તુજને, ખાંતથી સુખ ખાળ્યાં ! ૫

---

તાઓનો મને સૌગંધિક વનમાં જતાં રોકવાનો અર્થ સિદ્ધ થશે અને ઘટાસુરનો પોતાના ભાઇનું વેર લેવાનો અર્થ પણ સિદ્ધ થશે **વક્રોકિત**

(घ) વનદેવિઓ ઘટાસુર આગળ પોતાના બળનું અભિમાન રાખવા ઘટાસુરની સારવાર કરવાનું બહાનું કાઢેછેઃ વત્સ ઘટાસુર ઈ૦.

(ङ) સત્યં ઇ૦—સાચું; સાચું મહાબલિષ્ટ માનવ છે.

(च) દંશ ઈ૦—અર્થાત્ વનદેવતાઓને પ્રહાર ન કરતાં બીહીવરાવવા માત્રથીજ કાર્ય થઇ ગયું ! વડભ્રાતાની—હનુમાનની. યજ્ઞનારાયણના ઇ૦—યજ્ઞનારાયણ અગ્નિરૂપી નેત્રથી વિશ્વને જુએ છે માટે અગ્નિને યજ્ઞનારાયણનો નેત્રપથ (માર્ગ) કહ્યો છે. અગ્નિમાં હોમાયતું બલિદાન દેવોને પોહોંચે છે માટે અગ્નિને મુખની ઉપમા પણ ઘટેછે. ભીમનાં બાણ અગ્નિ જેવાં છે માટે બાણને યજ્ઞનારાયણના નેત્રપથરૂપી મુખનું રૂપ આપીને વર્ણ્યા છે. અર્થાત્ મારા બાણનાં લક્ષ્ય થયેલાં વનદેવતા વગેરે બચી જવાં એ કઠણ છે, અહીં બાણને મુખનું, મુખને અગ્નિનું અને અગ્નિને યજ્ઞનારાયણના નેત્રપથનું રૂપ આપ્યું છે માટે **રૂપિતરૂપકાલંકાર.**

૫ શ્લોક—સગ્ધરા. અબ્જો—કમળો. કારંડવો—એક જાતનાં જળચર પક્ષી

( સહર્ષ ) અરે હવે તો આવતી સુગંધી પરથી સિદ્ધ થાય છે કે સૌગંધિક વનની અતિ નિકટજ હું આવી પોહાંચ્યો છું અહાહા ! શું રમણિક અને મનોહર સ્થળ છે —

શ્લોક.

મધુર મધુર બોલે, કોકિલા કૂહુ કૂહુ,
પ્રતિધ્વનિ રવ કેવો, રે ! કરે છુ હુ છુ હુ,
સુરસ સરલ મેના, શુકનું હાસ્ય કર્તી,
પ્રણત પ્રણયકોપે, દૃષ્ટિ શી નીચી ધર્તી ! ૬

રવ—કેવા ! રવ—શબ્દ ચક્રવાકો ઇ૦—રસાળા ( સુંદર ) ચક્રવાકો પણ શા મધુર રવ કરે છે ! એમ હંસ અને કારંડવની સમાનતામાં ચક્રવાકને ગણીને અન્વય કરવો. જાણે ઇ૦—હંસાદિક શ્વેતવર્ણના પક્ષીઓ બેઠા છે તેથી જાણે એક માળા ( હાર ) બની હોય એવી આ રમણિક રચના થઈ રહી છે જે પક્ષી ભૂમિપર ઉડી પણ ભાગ્યા નથી, તે પક્ષી અહીં ભાગવામાં આવે છે ! ( વર્તમાનાર્થે ભૂત ) પક્ષીઓની પંક્તિની માળા રૂપે સંભાવના કરી છે માટે ઉત્પ્રેક્ષાલંકાર આ આનંદ અનુભવવાના સમયમાં પોતાની વહાલી દ્રૌપદી હાજર હોત તો તેને ખુશી થતી દેખી અધિક આનંદ થાત, પણ તે નથી તેનો શોક કરે છે પાંચાલી ઇ૦

૬ શ્લોક—મધુરી કોકિલા—કોયલ. પ્રતિધ્વનિ—સામો અવાજ—પડઘો. કોયલના 'કુહુ' અવાજના પડઘામાંથી એવો ઉચ્ચાર નીકળે છે કે 'છુ હુ છુ હુ ! જાણે પડઘા એમ કહેતો હોય કે 'તારો અવાજ સાંભળનારો હુ છુ સુરસ ઇ૦—સારા ( શૃંગારાદિ ) રસવાળી અને સરલ ( સીધા સ્વભાવવાળી ) મેના શુકનું ( પોપટનું ) હાસ્ય કરતી ( કરેછે ) તથા પ્રણયકોપે ( પ્રેમની રીસથી ) પ્રણત ( નમેલી ) થઇને પોતાની દૃષ્ટિને શી નીચી ધરતી ( ધરેછે ) !—મેના જાણે પોપટને હસતી હોય અને પછી તેની સાથે રીસાઇને નીચુ જોતી હોય, તેવી દેખાય છે ! અહીં ભીમના મન પર આ વનની સુગંધી કોયલના શબ્દ, પોપટ અને મેના વગેરે પક્ષીઓનો દેખાવ, એ આદિક શૃંગારના ઉદ્દીપનોની અસર થયેલી વર્ણવી છે, અને 'પાંચાલી પાસે નથી' એમ પણ વર્ણવ્યુ છે, માટે વિપ્રલંભ શૃંગાર વર્ણવ્યા છે આવી રીતે શૃંગારના ભાવ વર્ણવીને કવિએ બતાવી આપ્યુ છે કે ભીમનુ મન રૌદ્રના સ્થાયિભાવ ક્રોધથી તપી ગયેલુ નથી, પણ વીરના સ્થાયિભાવ ઉત્સાહથી સ્વચ્છ અને બળવાન છે અર્થાત્ ભીમના કોપનુ પાત્ર થયેલ વર્ણન તેઓને

( કાન દઇ ) વાહ ! ઘણા જણ વાતો કરતા હોય એમ સંભળાય છે. ત્યારે તો ગાલ્ય હું તેમને જઇ મળી કુબેરની કમળવાળી તલાવડી ક્યાં છે તે પૂછી નક્કી કરૂં. ( એટલું બોલી ચાલ્યો જાય છે. )

( તલાવડીની પાછળ બેઠેલા અસંખ્યાત યક્ષેશ્વરના અનુચરો અને પાછળથી સ્વેચ્છિત કમળો લેઇ ખુશી થતો ભીમ પ્રવેશ કરે છે). (છ)

**ઇંદ્રિદ્યુમ્ન**—અહો મણિમિત્ર ! પેલા જટાસુરના ભ્રાતા ઘટાસુરને કોઇ ઉન્મત્ત માનવે એવો માર્યો છે કે ઊઠી પણ શકતો નથી. (ज)

**કિન્નરેશ્વર**—અલ્યા મણિમીવ ! આપણા વનનું રક્ષણ કરનારી વનદેવી તારી સાથે જે વાતચીત કરતી હતી તે આજ વાત હતી કે ? (झ)

**નીલદ્યોત**—હા હા, એ નહિ ત્યારે બીજું શું ? એ તો પેલી આપણા અધ્યક્ષ પાસે ગઇ અને કહ્યું કે યક્ષેશ્વરના વિહાર સ્થાનમાંથી કમળ લેવા એક વિકાળ અને દીર્ઘકાય પુરૂષ આવે છે. જે મારાથી સર્વ પ્રકારનું યત્ન કરયાં સતાં રોકાયો નહિ અને મારા ઘટાસુરને પણ મરણતોલ માર માર્યો, માટે મારૂં રક્ષણ કરો અને તમે તમારૂં સાચવો. (ञ)

---

કોઈ એમ ધારે કે અહીં કવિએ રૌદ્રરસ વર્ણ્યો છે, તો તેની તે ભૂલ આથી દૂર થાય છે. દ્રૌપદીને અર્થે કમળ લાવી આપીને તેને ખુશ કરવા રૂપ ભીમનો ઉત્સાહ હજી મંદ નથી પડ્યો, એવી વ્યંજના પણ દ્રૌપદીનું સ્મરણ કરાવીને કવિએ ઉત્પન્ન કરી છે.

( છ ) પ્રવેશ ૩ જો—કમળવાળી તલાવડીનો દેખાવ. અસંખ્યાત—સંખ્યા વગરના—ઘણા. યક્ષેશ્વર—કુબેર. અનુચરો—સેવકો. સ્વેચ્છિત—પોને ઇચ્છેલાં.

( ज ) ઇંદ્રદ્યુમ્ન—કુબેરના એક અનુચરનું નામ. મણિગ્રીવ—કુબેરના એક અનુચરનું નામ.

( झ ) કિન્નરેશ્વર—કુબેરના એક કિન્નર જાતિના અનુચરનું નામ.

( ञ ) નીલદ્યોત—કુબેરના એક અનુચરનું નામ. વિહાર સ્થાનમાંથી—વિહાર કરવાના સ્થાન રૂપ તલાવડીમાંથી. તેમ—તેવીજ રીતે. જેવી રીતે તમારે

**કિન્નરેશ્વર**—ત્યારે આપણા અધ્યક્ષે તેને શું કહ્યું ?

**વિદ્યુન્માલી**—અરે એ શું જાણે છે ? તેને હુંજ કહું. અધ્યક્ષે તેને કહ્યું કે તું તારૂં સંભાળજે. અમારી ચિંતા તારે કરવી નહિ; માતંગની મોટી કાયા જોઇ સિંહને કંઇ શોચવાનું કારણ છે ? કિંતુ શૃગાલને તો શોચ થાય ખરો. ( ટ )

**સર્વે**—વાહવા ! વાહ ! શો સરસ ઉત્તર આપ્યો છે !

**કોકનદેશ્વર**—થયું હવે એટલું. આ પુષ્પની માળાઓ પૂરી કરો, નીકર હવડા યક્ષેશ્વર માટે ખામુખા આવી કામુકા કે'શે કે લાવો ત્યારે શું મોં બતાવીશું ? તેને એમ કે'શો કે અમે તો વાતોને તડાકે ચઢયા હતા માટે આજ વાર લાગી. ( ઠ )

**સર્વે**—હા ભાઇ હા ! એ ખરૂં કે' છે ખરૂં ! ( એટલું બોલી સર્વ યક્ષો પુષ્પની માળાઓ પરોવવા મંડી જાય છે ).

**ભીમ**—( આમતેમ જોઇ ) આહાહા ! આ સ્થાન કેવું મનોહર છે. અતિ પરિશ્રમનું ફળ પણ અત્યુત્તમ મળે. જેમાં મારી પ્રિયાએ પ્રાણથી પણ અધિક પ્રિય માનેલાં એવા અસંખ્યાત પદ્મો પ્રફુલ્લિત થઈ રહેલાં છે તે પદ્મિનીની શોભા શી મોહક છેઃ—!

શ્લોક.

નગઝરણથકી શી નીપની છે, રમ્ય પદ્મિની દિવ્ય આ,
દ્રુમલતા વેષ્ટિત શકે આ છે, રમ્ય પદ્મિની દિવ્ય હાઃ
કૃષ્ણોત્પલ અને કોકનદશાં, રમ્ય કમળો રાજતાં,
નથી નથી કાંઇ હિસાબમાં જો, રમ્ય કમળો રાજતાં. ૭

---

રૂ એ વિકાળ અને દીર્ઘકાય પુરૂષથી રક્ષણ કરવુ ઘટે છે તેમ તમારી તલાવડી તમારે સાચવવી પણ ઘટે છે. અર્થાત્ એ તમને પણ ભય ઉત્પન્ન કરે એવો બળવાન છે એ ધ્વનિ.

( ટ ) વિદ્યુન્માલી—એક યક્ષ (કુબેરનો અનુચર ). માતંગની ઇ૦— અર્થાત્ અમે સિંહ જેવા બળવાન્ છીએ માટે અમને તે દીર્ઘકાય પુરૂષનો ભય નથી, પણ તારા જેવી ( વનદેવતા જેવી ) બીટીકણ શિયાળને સંભાળવાનું છે. માતંગ—હાથી. શૃગાલ—શિયાળ.

( ઠ ) કામુકા—કુબેરની એક દાસી.

૭ શ્લોક—હરિગીત છંદ નગ ઇ૦—નગ ( પર્વત ) ના ઝરણથી શી ( કેવી )

અપિચ—

### શ્લોક.

પક્ષીઓ કલ શબ્દ શા ઉચરતા, સંખ્યા વિનાના અહીં,
કિનારા મણિના કરામતી કર્યા, શોભા ન આવી લહી !
આ શુ પર્વત પ્રૌઢ ઝૂમી ઝઝુમી, દેહાંત વિચારતા !
વાયુ સ્વચ્છ કરે ન કર્દમ દિસે, શો લોભ તે ધારતા. ૮

અરે આ પર્વતની સપાટી પર રહેલી અદ્ભુત દેખાવવાળી પદ્મિનીને જોઇ કિયો માનવ મોહ ન પામે ? આખા સુગંધી વને વિંટાયલી હંસ, કારંડવ, ચક્રવાકાદિએ સેવવી, અને જલપ્રિય પક્ષીઓએ ક્રીડા કરી કમલની રજ જેમાં નાખેલી એવી તલાવડીનો ઉપભોગ યક્ષેશ્વર કુબેર અથવા નરેશ્વર ભીમ વિના બીજો કોણ કરે ? ( એને એઠેલા અસંખ્યાત રક્ષકોને જોઇ ) હાં ઠીક; અહીં યુદ્ધપ્રસંગ અવશ્ય આવશે માટે હું પ્રથમ જલપાન કરી લઉં. ( તલાવડીમાં ઉતરી પાણી પીએ છે ) આહાહા ! શું જળ છે ! :—( ૭ )

---

આ રમ્ય અને દિવ્ય પદ્મિની ( તલાવડી ) થઇ છે ! આ પદ્મિની દ્રુમ ( વૃક્ષ ) અને લતા ( વેલી ) થી વેષ્ટિત ( વીંટાયલી ) છે. તે જાણે વસ્ત્રાલંકારથી વીંટાયલી દિવ્ય અને રમણિક પદ્મિની સ્ત્રી હોયની, તેવી શોભેછે ! હા—( નિશ્ચયાર્થક અવ્યય ). કૃષ્ણોત્પલ—કાળું કમળ. કોકનદ—સોનું, રાતું કમળ. સોનાનાં સરખાં કમળ અહીં શોભે છે, એમ પણ અર્થ થાય રહીવો અન્વય એવો છે કે અહીં કૃષ્ણોત્પલ કોકનદરાં કમળો રાજે છે, પણ તે કાંઇ હિસાબમાં નથી, કેમકે અહીં તો રમ્ય કમળોનું રાજ્ય છે, અથવા રાજહાં—લક્ષ્મીએ તજેલાં ( સુગંધી રૂપી શોભાએ તજેલાં ) રમ્ય કમળો તો અહીં કંઈહિસાબમાં નથી.

૮ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. કલ અવ્યક્ત અને મધુર. કરામતી—કરામતવાળા. શોભા ઇ૦—આવી શોભા મેં કોઇ જગાએ દીઠી નથી ! દેહાંત ઇ૦—શું આ પર્વતો પોતેજ તલાવડીથી ખુશ થઈ ઝઝૂમી તેમાં પડી દેહાંત ઇચ્છે છે ! વાયુ ઇ૦—વાયુ આ સ્થળને અથવા તલાવડીના જળને સ્વચ્છ કરે છે તથા તેમાં કાદવ દેખાતો નથી, માટે એમ કરવામાં વાયુ શો લોભ ધારતા હશે ! અર્થાત્ જાણે કંઇ લાભ થવાની આશાથી ઉત્સાહપૂર્વક સ્વચ્છતા રાખી હોય તેમ વાયુ આ સ્થળને સ્વચ્છ કરે છે !

( ૭ ) નરેશ્વર—મનુષ્યનો ઇશ્વર—નરપતિ.

શ્લોક.

શીતળ નિર્મળ હલકું, કેવું સ્વદિષ્ટ ઇષ્ટ જળ આ છે,
ધન્ય તુ ધન્ય ધનેશ્વર, ઇંદ્રાદિક નવ તુ જ થકી સુખિયા છે ! ૯

( આ પ્રકારે અનેક સુખના અભિનયદર્શક જલપ્રશસા કરી તેનું પુનઃ પુન પાન કરી રહ્યા પછે પદ્મ ગ્રહણ કરવાની ઇચ્છાવાળા તે થયા, તે સમયે તેને કુબેરના અનુચરો આ પ્રમાણે તિરસ્કારપૂર્વક વચનો કહી અટકાવવા દોડી આવ્યા ) ( ઢ )

**પદ્મિનીયક્ષાધ્યક્ષ**—( એકાએક પ્રવેશ કરી, જોઇ ) અરે મૂઢ યક્ષો ! તથા ક્રોધવશા નામક દાનવો ! અરે કિન્નરો ! તમે આજુ બાજુ નજર રાખ્યા વગરજ કામ કરનાર છો કે કેમ ? તમારૂં મુખ્ય કર્તવ્ય તો એ છે કે તમારે આ પદ્મિ નીનુ રક્ષણ કરવુ. તે ભૂલી જઈ કે'વાતા નિરૂદ્યોગીના ભૂષણરૂપ શુ ફૂલાજ ગુથો છો ? કે કઇ બીજીએ સરત રાખો છો ? ( ણ )

**અનુચરો**—( ગુથાતી માળાઓ ભણી નજર હોવાથી ) અધ્યક્ષ! અહીં બીજુ શુ આચરવા જોગ કાર્ય અમે ન આચર્યું કે ફૂલા ગુથો

---

૯ શ્લોક—ગીતિ જળના ગુણ વર્ણ્યું છે શીતળ ઇ૦ ઇષ્ટ—વાહાલું—પ્રીતિકર

( ઢ ) અનેક સુખના ઇ૦—જળની પ્રશસા એવી રીતે કરી કે જેરી અનેક પ્રકારના સુખના અભિનય જોવામા આવે પદ્મ—કમળ તે સમયે ઇ૦—

હવે પછી પદ્મિનીયક્ષાધ્યક્ષ અને તેના હાથ નીચેના પદ્મિનીરક્ષક અનુચરોનો સવાદ વર્ણશે, એ સવાદની અતે ભીમ કમળ લેવાની ઇચ્છાવાળો થયો તથા અનુચરો તેને અટકાવવા દોડચા એમ સબધ યોજવો )

( ણ ) પદ્મિનીયક્ષાધ્યક્ષ—તળાવનીનુ રક્ષણ કરનારા યક્ષોનો નાયક **ક્રોધવશા** —એ નામના કુબેરના સેવક—તળાવડીના રક્ષક દાનવો કે'વાતા ઇ૦—જેને કાઇ કામકાજ ન હોય તે ફૂલા ગૂથે, એમ લોકો કહે છે, અર્થાત્ ફૂલા ગૂથવા એ નિરૂદ્યોગીનો ધધો હોવાથી તેવા લોકોનુ ભૂષણ છે એમ છતા ખરૂ જોતા ફૂલા ગૂથવા એ પણ એક ઉદ્યોગજ છે અને ઉપયોગી છે, માટે ફૂલા ગૂથનારને નિરૂદ્યોગી નામ આપવુ ઘટિત નથી, તેથી યક્ષા યક્ષ કહે છે કે, કહેવાતા નિરૂદ્યોગીના ભૂષણરૂપ ઇ૦

છો કહી ઠપકો દેવા લાગ્યા છો ? આય કામ આપનીજ આજ્ઞાનું છે કે અમે અમારા મનથી કરવા બેઠા છીએ ? પરમેશ્વર માથે રાખી કાંક તો વિચાર કરો. ( ત )

**પદ્મિનીયક્ષાધ્યક્ષ**—( ગુસ્સાથી ) અરે શો વિચાર કરાવો છો ? જરા ઉંચું જોઇને બોલશો કે એમને એમજ ! જુઓ પેલો મૃગચર્મવાળો સત્તાં સુવર્ણ બાજુબંધ ધારણ કરેલો, શસ્ત્રાસ્ત્ર સજેલો, ભયંકર પરાક્રમવાળો, શૂરવીર અને શંકાવિનાનો થઇ તથા તમો સર્વેને તૃણતુલ્ય લેખી, પદ્મિનીના જળનું પુનઃ પુનઃ પાન કરી રહ્યો છે; અરે એટલાથીએ એ ક્યાં નિવૃત્તિ પામે છે ! જુઓ જુઓ કમળ તોડવા લાગ્યો ! તમે એને સત્વર પુછો કે એ અહીં શા માટે આવ્યો છે ? ( થ )

**અનુચરો**—( ભીમને જોઇ તેની કને દોડી જઇ ) અહો મહા બાહુ ! મહાતેજસ્વી ! મહામતિમાન મુનિસમાન વેષવાળા ! અને શસ્ત્રાસ્ત્ર સજેલા ! તમે કોણ છો ? કોણ છો ? અને અહીં શા કાજે આવ્યા છો ? ( દ )

**ભીમ**—ભીમ નામનો પાંડવ અને ધર્મરાજાનો અનુજ કરેલી પ્રતિજ્ઞા પાળવા બદરી વનમાં આવી રહેલો મને માનો. અહીં આવવાનું પ્રયોજન આ પદ્મ લઇ જઇ પ્રિયાને પ્રસન્ન કરવી એટલુંજ છે. ( ધ )

**અનુચરો**—અહો નરવર ! આ યક્ષેશ્વરને ક્રીડા કરવાનું અતિ પ્રિય સ્થળ છે. આમાં માનવ વિહાર કરવા સમર્થ નથી. યક્ષો, ગંધર્વો અપ્સરાઓ, મુનિઓ અને દેવતાઓ પણ કુબેરની આજ્ઞા વિના આ જળનું પાન કરવા કે એમાં ક્રીડા કરવા શક્તિમાન નથી. ( ન )

---

( ત ) મનથી—મનથી કલ્પીને—અમારી સ્વેચ્છાથીજ.

( થ ) ભીમને બતાવીને કહે છેઃ જુઓ ઇ૦.

( દ ) અનુચરો ભીમને જોઈ એકાએક તેના તેજમાં દબાઇને તેને વિનયપૂર્વક પૂછે છે, એમ બતાવવાને આ ભાષણમાં મહાતેજસ્વી આદિ શબ્દો અનુચરોના મુખથી કઢાવ્યા છે.

( ધ ) અનુજ—નાનો ભાઇ. કરેલી પ્રતિજ્ઞા પાળવા—( કપટ ઘૂતરૂપ ) બદરી વનમાં—એ નામની હિમાલય પરની જગામાં.

( ન ) નરવર—ઉત્તમ પુરુષ તલાવડીની મહત્તા તથા ભીમની તેમાં પેસવાની અયોગ્યતા વર્ણે છેઃ આ યક્ષેશ્વરને ઇ૦.

ભીમ—અને કદાપિ કોઇ શકિતમાન્ થયો તો તેનું શું થાય તેય ભેગે ભેગું કહીજ ઘોને ! (પ)

અનુચરો—(સકોપ) અરે ભલા માણસ ! એમાં તે કે'વાનું શું છે ? ધનદની અવગણના કરી આમા વિહાર કરનાર નાશ પામે નાશ ! અલ્યા ! અમારી સાથે વાત કરતો જાય છે અને કમળ તોડતો જાય છે કેમ ? વાહરે વાહ ! (ફ)

ભીમ—અરે મેં તમને કહ્યુંકની કે હું ધર્મરાજાનો ભાઇ ભીમસેન છુ ! શું તમે તે વૃકોદરને નથી જાણતા કે અલ્યા પેલા કહી ઝીનવા ઇચ્છો છો ? (બ)

અનુચરો—વાહરે અલ્યા ! કે'છે કે હું ધર્મરાજાનો ભ્રાતા છું અને કુબેરનો અનાદર કરી બળાત્કારે બિસપ્રસૂન લેવા ઇચ્છે છે ! (મ)

ભીમ—કેમ, ધર્મરાજાનો ભ્રાતા આ કમળ ન લઇ શકે ?

અનુચરો—અરે ધર્મરાજાનો ભાઇ શું પણ સાક્ષાત્ પુરંદરનો પુત્ર પણ ધનેશ્વરની આજ્ઞા વિના અમો સતા આ સ્થળના સામું જોવાનેય સમર્થ નજ થઇ શકે ! (મ)

ભીમ—ખરૂ ભાઇ ખરૂ ! તમારૂ કે'વુ ખરૂ છે; પરતુ હું આટલામાં તમારા કુબેરને જોતો નથી અને કદાપિ જોઉં તથાપિ આ કમળ લેવા તેની યાચના કરવા ઇચ્છતો નથી.

અનુચરો—કેમ નથી ઇચ્છતો ? ઇચ્છવું પડશે.

ભીમ—ઇચ્છવુ પડશે ત્યારે જોઇ લઇશું, પરંતુ તમે એટલુંય

---

(પ) ભીમનો ઉદ્ધત જવાબ વર્ણ્યું છે અને ઇ૦.

(ફ) ભીમનો અનુચરોએ કરેલો તિરસ્કાર વર્ણ્યો છે અને ઇ૦.

(બ) અનુચરોએ કરેલો તિરસ્કાર સાભળી ભીમને થએલો કોપ વ્યજિત કરે છે શું તમે ઇ૦.

(મ) બિસપ્રસૂન—કમળના ફૂલ

(મ) પુરદરનો પુત્ર—ઇંદ્રનો પુત્ર અર્જુન.

નથી જાણતા કે રાજાઓ કોઇની યાચના કરતા નથી અને ક્ષત્રિયનો વિશેષ ધર્મ પણ છે કે કોઇની યાચના કરવી નહિ. ત્યારે શું તમે યક્ષેશ્વરના અનુચર થઇ ક્ષત્રિયનો ધર્મ ત્યાગ કરાવવા ઇચ્છો છો? (ય)

**અનુચરો**—અરે ક્ષત્રી ધર્મધારી! કે' કે', તું જ કે' કે ક્ષત્રીઓ પારકુ લેવાની ઇચ્છાવાળા ક્યારે હોય છે? (ર)

**ભીમ**—સત્ય છે, તમારૂં કે'વું સત્ય છે; ક્ષત્રીઓ એવાજ હોય છે અને હુ પણ એવાજ છુ. (લ)

**અનુચરો**—અથ્યા! કેમ કરી એવો છું? પારકી પદ્મિનીમાં વિના પૂછયે વિહાર કરે છે અને "સરોવરમાંથી તો હાથ કાઢતો નથી!"

**ભીમ**—(સસ્મિત) અનુચરો! આ પદ્મિની મહાત્મા કુબેરની ક્યારે છે? *આ તો નગઝરણથી ઉત્પન્ન થયેલી છે; કંઇ કુબેરની કરામતથી કે તેના સ્થાનકથી ઉપજેલી નથી.*

**અનુચરો**—તે પૂછવાનો તારો શો અધિકાર છે?

**ભીમ**—શાંતં પાપં. ગિરિના ઝરણથી ઉત્પન્ન થયેલી તળાવડીનો ઉપભોગ કરવાને સર્વ ભૂત પ્રાણીઓનો એક સરખો અધિકાર છે એટલે પછે કોઇને કોઇની યાચના કરવાની રે'તીજ નથી. (એમ કહી ઘણાં કમળ તોડી બગલમાં મારે છે.) (વ)

**અનુચરો**—અરે મરણ ધર્મવાળા માનવ! શું તું અમારી અવગણના કરે છે! ત્યારે તો લે, લે તો જા! (એટલું બોલી સર્વે જણ

(ય) વિશેષ—ખાસ—બીજી વર્ણને લાગુ ન પડે એવો યાચના કરવા રૂપ અકાર્ય મારી પાસે કરાવવા ઇચ્છનારા તમે અન્યાયી છો, એમ સૂચવનારું વાક્ય કહે છેઃ ત્યારે ઇ૦.

(ર) ક્ષત્રીધર્મધારી—(**વક્રોક્તિ**). અર્થાત્ તું ક્ષત્રિયધર્મ ધારણ કરવાનું ડોળ માત્ર કરે છે, નહીં તો આની પારકી વસ્તુ લેવાની ઇચ્છા કેમ કરે?

(લ) એવાજ—પારકું લેવાની ઇચ્છા ન કરે એવા.

(વ) શાંતંપાપં—શિવ શિવ!—અર્થાત્ તમે એ શું અજુક્તું બોલ્યા? ભૂત-ઉત્પન્ન થયેલો પદાર્થ.

ભીમ પર ચઢી આવે છે અને તેના પર ખડ્ગ, તોમર, પટ્ટિશ, બાણુ, પરશુ, આદિક અનેક શસ્ત્રાસ્ત્રનો વરસાદ કરે છે, અને ભીમ તે કશાને ન ગણુગતા ક્રમ ન તોડી એકહાજ કર્યા કરે છે તે જોઇ)

અધ્યક્ષ—( સકોપ ) અરે મૂઢ માનવ ! શું તું સર્પની અવગણના કરે છે ? ( એમ બોલી ભીમને અનેક બાણથી વીંધે છે અને તેથી અરયાને લાગેલા ઘાથી જેમ સિંહ બમણો બલિષ્ટ અને કોપાવિષ્ટ થાય છે તેમ થઇ તે સિંહનાદ કરે છે અને તે શબ્દમાં હનુમાન્ પોતાનો શબ્દ પૂરે છે તથા ટિકટ આની પહોચતા ધગેતકચ પોતાના પિતાનો સ્વર ઓળખી પોતે પોતાના અનુચરો સહિત સિંહનાદ કરે છે, જેથી અસખ્યાત યક્ષો પૃથ્વી પર પડી જાય છે અને તેમનો અધ્યક્ષ ગભરાઇ નાસી આકાશ માર્ગે થઇ કુબેરને સમાચાર કેહેવા જાય છે ) ( જ )

ઘટોત્કચ—( બળે બેસાડેલી કૃષ્ણા સહ પ્રવેશ કરી આવતા યુધિષ્ઠિર સામુ જોઇ ) અહો મહારાજાધિરાજ ! મારા પિતાશ્રીએ આ ( પડેલા યક્ષોને બતાવી ) અનેક શૂરવીરોને મારી પોતાનુ કામ કરી લીધુ જણાય છે ! અરે ! મને ધિક્કાર છે કે હું સાથે છતા તેમને આવે પ્રસંગે કંઇ પણ સાહાય કરી શક્યો નહિ !

શ્લોક.

શે કાળ કરતાજ કાળ સા'ય,
માગે કહોજ કિયે ઉપાય ?
જો કાળ તે તણી સા'ય થાય,
કો' કરમ કર્ત્તે તે કરતા મનાય ? ૧૧

યુધિષ્ઠિર—( મરણ પામી પડેલા યક્ષને જોઈ ખેદ ) અરે સાહસકર્મપ્રિય ભ્રાતા ! આ યક્ષોને હણી તે યક્ષેશ્વરનો કેવો મહદ્ અપરાધ કર્યો છે ! ( બે હાથ જોડી - મન કરી ) અહો ધનેશ્વર ! અમારો અપરાધ ક્ષમા કરો ક્ષમા કરો. ( પ )

શ્લોક.

પ્રતાપી કુબેર પિતાજી સમાન,
ક્ષમાધર યક્ષપતિ મતિમાન;
સુતે કરિયા અપરાધ મહાન,
પિતા ન ગણે ગણના ગુણવાન. ૧૨

---

૧૧ શ્લોક—પદ્ધરી છંદ. શે ઇ૦—જે કાળના પણ કર્ત્તા ( ઉત્પન્ન કરનાર ) હોય તે કાળની સાહાય કિયા ઉપાયથી માગે ? અર્થાત્ નજ માગે હું ઘટોત્કચ કાળરૂપ છુ અને મારા પિતા ભીમ કાળના કર્ત્તારૂપ છે, માટે તે મારી સાહાય શું કરવા માગે ? જો ઇ૦—જો કાળના કર્ત્તાને કાળ સાહાય થાય તો પછી તે (કાળ કર્ત્તા) પુરૂષ કાળના કર્ત્તા શી રીતે મનાય ? ઉત્પન્ન કરેલી વસ્તુ કરતાં ઉત્પન્ન કરનાર સદા સમર્થજ હોવો જોઇએ, એ સામાન્ય વાતનું અવલંબન કરીને વિશેષ વાત કહી છે માટે **વિકસ્વરાલંકાર.**

( પ ) સાહસકર્મપ્રિય—સાહસ કર્મ જેને વાહાલું છે એવો.

૧૨ શ્લોક—મોતીદામ. ક્ષમાધર—ક્ષમાગુણવાળા અથવા પૃથ્વી ધારણ કરનારા—રાજા ( કુબેરને રાજા કહેવામાં આવે છે ) હે પ્રતાપી ક્ષમાધર મતિમાન યક્ષપતિ કુબેર ! તમે પિતાજી સમાન છો પિતા સમાન છો માટે અમો પુત્રના અપરાધ ક્ષમા કરો. કોની પેઠે તે દૃષ્ટાંતથી કહે છે. સુતે ઇ૦, અહીં કુબેર અને પાડવો તથા પિતા અને પુત્ર એ બન્ને વચ્ચે બિંબપ્રતિબિંબ ભાવ વર્ણવ્યો છે માટે **દૃષ્ટાંતાલંકાર.** ક્ષમાધર શબ્દ બે અર્થવાળો છે માટે **શ્લેષાલંકાર.** ક્ષમાધર છો માટે ક્ષમા કરશો, એવા અભિપ્રાયથી ક્ષમાધર કહ્યા છે માટે **પરિકરાંકુરા**·

( એવે પાંચાલી, નકુલ, સહદેવ, વસંતિકા, સ્મરવર્દ્ધક, ધૌમ્ય, લોમશ અને બીજા કેટલાક બ્રાહ્મણો રાક્ષસારૂઢ થઇ એક પછી એક એમ અનુક્રમે પ્રવેશ કરે છે ). (स)

**પાંચાલી**—( થયેલો પક્ષપાત જોઈ ) હાય હાય ! શું અજાતશત્રુ મહાશોકગ્રસ્ત દેખાય છે તેથી એમ તો કાંઇ નહિ થયું હોય કે મારા પતિએ મારૂં પ્રિય કરવા આ કર્મ આચર્યું હોય ? ( નિઃશ્વાસ નાખી ) હરહર ! પ્રભુ ! જો એમ થયું હોય તો પછે આ પાપ કર્મ કરાવનારી હુંજ મનાઉં. ( એટલું બોલી માથે હાથ દઇ બેસી જાયછે ). (ह)

**નકુલ સહદેવ**—( આમ તેમ શોધ કરતાં ભીમને કમળ તોડતો અને તે વારંવાર ગણતો જોવાથી યુધિષ્ઠિર કને જઇ ) અહો જ્યેષ્ઠ ભ્રાતા ! મહાત્મા ભીમસેન જુઓ પેલી પદ્મિનીમાંથી પદ્મ ઉપાડતા લીલા કરી રહ્યા છે ! ( યુધિષ્ઠિર, દ્રૌપદી, ધૌમ્યલોમશ આદિ સર્વે જણ તલાવડી ભણી ઉંચાં ડોકાં કરી જુએ છે અને ભીમને ઓળખી ધૌમ્યાચાર્ય તેને આ પ્રમાણે કહે છે. ) (का)

**ધૌમ્ય**—અહો વત્સ વૃકોદર ! હવે નિવૃત્તિ પામ્ય નિવૃત્તિ. જો કહ્યું છે કેઃ—

---

✠ટીકા આ કવિતાનો અર્થ સ્ફુટ ગ્રહણ કરી શકાય છે માટે **પ્રસાદ** નામે ગુણ વર્ણવ્યો છે. વળી એમાં પ, ક્ષ, ગણ, વગેરે અક્ષરોની પુનરૂક્તિથી કવિતા સુંદર લાગે છે માટે **માધુર્ય** નામે ગુણ છે. ઉપર પ્રમાણે અલંકાર અને ગુણનો યોગ થયો છે, માટે **શોભા** નામે નાટ્યલક્ષણ વર્ણવ્યું છે યુધિષ્ઠિરે આ શ્લોકથી કુબેરની આરાધના કરી છે માટે નિર્વહણસંધિનું **પ્રસાદ** નામે અંગ વર્ણવ્યું છે

( स ) રાક્ષસારૂઢ—રાક્ષસ ઉપર બેઠેલા

( ह ) પાપ કર્મ કરાવનારી હુંજ મનાઉં—એ વાક્યથી કમળ લાવવા રૂપ બીજનું ફરી કથન થયું છે માટે નિર્વહણસંધિનું **સંધિ** નામે અંગ વર્ણવ્યું છે

( का ) ગણતો—આ શબ્દથી ભીમ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે હજાર કમળ પૂરાં લેછે, એમ વ્યંજિત કર્યું છે લીલા-ગમ્મત.

શ્લોક.

" અતિશે લોભ તે " જાણો, " પાપનું મૂળ " પૃથ્વીમાં;
માને થોડે ઘણું તેને, સૌ અનુકૂળ પૃથ્વીમાં. ૧૩

ભીમ—( તેના ગમું ન જોતાં ) હવે શું માયા રચી મારા આચાર્ય થઇ મને શીખામણ દેવા લાગ્યા કે ! વાહ ઠીક છે ! માયા કરનારની કાયા કર્યાં સુધી અચળ રે'છે ! ( ભીમનું સામે ન જોતાં એવું બોલવું સાંભળી કંપતા કંપતા ધૌમ્ય ધર્મરાજ કને જતા રહે છે. ) ( ચા )

લોમશ—( યુધિષ્ઠિરને ચિંતાતુર જોઇ ) વત્સ ! હવે ચિંતા કરવાનું કંઇ પણ પ્રયોજન નથી.

યુધિષ્ઠિર—મહર્ષિ ! એમ કેમ બોલોછો ? આ શું અમે યક્ષેશ્વરનો ઓછો અપરાધ કર્યો છે ?

લોમશ—વત્સ અજાતશત્રુ ! જ્યારે સુદૈવ થાય છે ત્યારે સર્વ અવળી કૃતિ પણ સવળી થઇ રહે છે. એ મારા વચન પર વિશ્વાસ ન આવતો હોય તો જો જોઃ—

શ્લોક.

ધરણીતલ વિષે જો, યાનમાં બેશી આવે,
( તુજ )વનદ મન મનાવા, પાર્થને સાથ લાવે;
ધરમ શરમ તારો, બીક સૌને બતાવે,
અધિક અધિક આથી, સુખ એ ઉપજાવે. ૧૪

---

૧૩ શ્લોક—અનુષ્ટુપ્. અતિશે ઇ૦—લોકોક્તિ અલંકાર.

( ચા ) ધૌમ્યનું વચન સાંભળી ભીમ તેને યક્ષની માયા સમજી કહે છે; હવે શું ઇ૦ કંપતા કંપતા—( રખેને મને માયાવી યક્ષ સમજી ભીમ મારી નાખે ! એવા ભયથી ).

૧૪ શ્લોક—માલિની. ધરણી તલ વિષે—પૃથ્વી ઉપર. યાનમાં—વાહનમાં કે વિમાનમાં ધરમ ઇ૦—હે ધર્મ ! તારો ધર્મ રૂપી શરમ ( શ્રમ ) સૌને બીક બતાવે છે—તારા ધર્માચરણથી સહુ તને ભય પામીને નમે છે અથવા તારો ધર્મરૂપી શરમ ( શર્મ—શાંતતા ) સૌને બીક બતાવે છે. અને આથી ( તારા ધરમશરમથી ) એ

યુધિષ્ઠિર—( અત્યંત હર્ષ સહિત ) શું શું મહારાજ, મહાત્મા યક્ષેશ્વર અમારા પર અનુગ્રહ કરવા ઇચ્છેછે ? અને તેમની સાથે શું મારો અર્જુન અર્જુન પણ આવે છે ? મહર્ષિ ! તે ક્યાં છે ક્યાં છે? ( ગા )

લોમશ—પ્રતાપી પૃથ્વીશ ! તમારા પર અનુગ્રહ કરવાને યક્ષેશ્વર નથી આવતા પરંતુ તમારા ધર્મ ધૈર્યથી તમારૂં મન સર્વ પ્રકારે શાંત કરવા અને તમારી વાન્છેલી વસ્તુને આપતા યક્ષોએ આડ કરી વાર લગાડી તેની ક્ષમા માગવા અને તે ભીમ આપશે કે નહિ એવી શંકા થતાં ધનદેશ્વર જાતે ઇંદ્રલોકમાં જઈ અર્જુનને સાથે લઇ તમારૂં મન મનાવવા આવે છે. જુઓ આ બન્ને આવ્યા. ( એવે અર્જુન તથા કુબેર આકાશ માર્ગેથી વિમાનમાં બેશી પ્રવેશ કરે છે અને સર્વે જણ હર્ષથી નાં થઇ ચિત્રવત્ જોયા કરેછે. ) ( ઘા )

અર્જુન—( સર્વ પોતાનાંને જોઇ વિમાનમાથી સત્વર ઉતરી પડી પ્રથમ ધૌમ્ય લોમશને તથા પછી યુધિષ્ઠિરને પગે લાગે છે અને પડિનીમાં કોઇને પણ ન જોતા ઉભા રહેલા ભીમને જોઇ તેના ભણી દોડી જઇ, ભ્રાતા ! હું સેવક અર્જુન તમને નમન કરૂં છું, એમ બોલતો બોલતો તલાવડીમાં જઇ ભીમને પગે લાગે છે ).

ભીમ—( અર્જુનને નિહાળી જોઇ તેને ચિન્હાદિકથી ઓળખી સહર્ષ ) ભ્રાતા ! આજ અમારાં ભાગ્યોદય ! કિંતુ પાંચાલીને પ્રસન્ન કરવા મારે સહસ્ત્ર કમળ લેવાં છે તેમાં પાંચ બાકી છે તે મને લઇ લેવા દે જો તું મારી દૃષ્ટિથી હવે આઘો જઇશ તો તે મારાથી નહિ લવાય નહિ લેવાય ( એટલું બોલી પાંચ કમળ તોડી લઇ અર્જુનને છાતી સરશો ચાંપી અત્યંત હર્ષ પામે છે. ) ( ઙા )

---

( કુબેર ) તને અધિક અધિક સુખ ઉપજાવે છે યુધિષ્ઠિરના દુઃખની નિવૃત્તિ વર્ણી છે માટે નિર્વહણસંધિનું સમય નામે અંગ

( ગા ) યુધિષ્ઠિરનો અત્યંત હર્ષ બતાવવાને અર્જુન શબ્દની દ્વિરુક્તિ કરી છે.

( ઘા ) કુબેર પાડોની ક્ષમા માગવા આવ્યા છે વગેરે અદ્દભુત અર્થની પ્રાપ્તિ વર્ણવી છે માટે નિર્વહણસંધિનું ઉપગૂહન નામે અંગ વર્ણાયું છે.

( ઙા ) ઓળખી—( રખેને યક્ષોની માયા તો ન હોય, એવી શંકાનો

અર્જુન—(ધીમેથી) ભ્રાત! યક્ષેશ્વર આવ્યા છે તમને પ્રણામ કરા

ભીમ—(આમ તેમ જોતાં યક્ષેશ્વર તથા યુધિષ્ઠિરાદિને જોઇ) પરંતુ પાર્થ! તું જ કહને કે હું કેવા રીતે પ્રણામ કરૂં?—

શ્લોક

અપરાધી જો હું છું, તો તું કે' કયમ પ્રણામ સ ભાવશે,
ક્ષમા કરે તો સારૂં, ના કે'તા ક્ષત્રીં નામ સ ભવશે? ૧૫

કુબેર—(કને આવી) ધર્માત્મા વૃકોદર! તમે અમારો અપરાધ કર્યોજ નથી, કિંતુ આ અમારા અધ્યક્ષે તમારા જેવા ધર્માત્માનો અપરાધ કર્યો કહેવાય

અધ્યક્ષ—(સ્વગત) " બાંધ્યા સર્પનો બે મગથી મરે" તે આનુંજ નામ (પ્રકાશ) ધનેશ્વર સત્ય કહે છે

ભીમ—(સત્વર તલાવડીમાંથી નીકળી કુબેરને પ્રણામ કરે છે) યક્ષેશ્વર! આપે અહીં આવી અમને દર્શન દેવા રૂપ અપરિમિત કૃપા કરી છે (યુધિષ્ઠિરાદિને આવતા જોઇ) અહો! સર્વે જણા અહીંજ આવ્યા છેને! (ચા)

પાંચાલી—જ્યાં ધનદેશ્વરના અનાયાસ દર્શન થવાના હોય, (સાનંદ) જ્યાં પ્રિય પાર્થ પધારવાના હોય અને (સહર્ષ) જ્યાં સ્વેચ્છિત મળવાનું હોય ત્યાં કોણ ન આવે? (છા)

સ્મરવૃદ્ધક—તમે કહ્યું કે કોણ ન આવે, ત્યારે અમે કહીએ છીએ કે આ પડેલા મડદા જોઇ બી'તો હોય તે ન આવે!

---

હોવાથી) કમળ પુરા લીધેલા કહીને કાર્ય સિદ્ધ થવાનું કથન કર્યું છે માટે નિર્વહણ સંધિનું ગ્રથન નામે અંગ વર્ણવ્યું છે

૧૫ શ્લોક—રીતિ કેવી રીતે પ્રણામ કરૂં એ પ્રશ્નનું કારણ કહે છે અપરાધી છું ના છું—જો કુબેર મને ક્ષમા નહિ કરે તો પછી ક્ષત્રિય થઇને એવું અપમાન વેઠવું એ સંભળાશે વારૂ?

(ચા) અપરિમિત—અત્યંત

(છા) ભીમ અને દ્રૌપદીનું પરસ્પર ભાષણ છે ૧ એ નિર્વહણ સંધિનું

અર્જુન—( સસ્મિત ) અહો તમે પણ અહીં આવ્યા છો કે શું ? ( એટલું બોલી નકુલ, સહદેવ, ઘટોત્કચાદિ સર્વને યથાઘટિત આલિંગન પ્રેમવચનાદિસહ મળે છે. )

કુબેર—( પડેલા યક્ષો પર અમી દૃષ્ટિથી જુવે છે જેથી તે સર્વે એકાએક સહર્ષ ઉઠી ઊભા થઇ સર્વને પ્રણામ કરી ઘટિત સ્થળે ઊભા રહે છે ) કેમ મહામાહાત્મ્ય ! હવે તો તમારા જેવા આવા મહોત્સવમાં ન આવે એમ તજ બને કની ?

સ્મરવર્દ્ધક—( નમન કરી ) હા ધનેશ્વર ! હા. તમે સા'વ તે કરવા સમર્થ છો.

લોમશ—વત્સ અજાતશત્રુ ! મેં મળવાના કહેવાથી તારૂં આ પ્રમાણે પ્રિય કર્યું છે. જો શ્રવણ કરય —( ज्ञा )

શ્લોક.

તીર્થે મહીના સઘળા, મા'ત્મ્ય મુનિતાં પ્રણામ સહ ભાખ્યાં;
દિવ્ય કમળ આ મળિયા, પ્રિયસુરદર્શન કુકષ્ટ નવ રાખ્યા.　　૧૬

તથાપિ હે ધર્માત્મા ! તું 'ર' કે' કે આથી પણ હું તારૂં શું અધિક પ્રિય કરૂં ? ( ज्ञा )

---

પરિભાષણ નામે અંગ વર્ણુયું છે અનાયાસ—વગર શ્રમે સ્વેન્છિત મળવાનું ઇ૦—ઇષ્ટાર્થની પ્રાપ્તિ વર્ણવી છે માટે નિર્વહણ સંધિનું આનંદ નામે અંગ વર્ણુયું છે.

( ज्ञा ) મળવાના—ઇંદ્રના અર્જુન ઇંદ્રલોકમાં ગયો ત્યારે વનમાં એકલા રહેલા યુધિષ્ઠિરને શાંતિ મળવાને ઇંદ્રે લોમશને તેમની પાસે મોકલી તેમને તીર્થયાત્રા કરાવી વિનોદ પમાડવાનું કહ્યું હતું તે પૂર્વના અનુભૂત અર્થનું સ્મરણ કરી લોમશે આ વાક્ય કહ્યું છે, માટે નિર્વહણ સંધિનું નિર્ણય નામે અંગ

૧૬ શ્લોક—પ્રીતિ પ્રિયસુ દર્શન—પ્રિય (અર્જુન) અને સુર ( દેવ—કુબેર ) ના દર્શન થયા સુખ આદિકની પ્રાપ્તિ વર્ણવી છે માટે નિર્વહણ સંધિનું ભાષણ નામે અંગ વર્ણુયું છે.

( ज्ञा ) વરદાન આપવાનું સૂચન કર્યું છે માટે નિર્વહણનું કાવ્યસંહાર નામે અંગ વર્ણુયું છે.

# કાંટાવાળાનાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | નાત સુધારો ( મળતી નથી ) | ૦—૨—૦ |
| ૨ | નીતિ અને લૌકિક ( ધર્મ મળતી નથી ) | ૦—૨—૦ |
| ૩ | નીતિ ધર્મ | ૦—૩—૩ |
| ૪ | પાણીપત અથવા કુરુક્ષેત્ર | ૦—૪—૦ |
| ૫ | દેશી કારીગરીને ઉત્તેજન ભાગ ૧ | ૦—૪—૦ |
| | એજન ભાગ ૨ | ૦—૬—૦ |
| ૭ | મહીસુરની મુસાફરી | ૦—૪—૦ |
| ૮ | ભૂતળ વિદ્યા | ૦—૫—૦ |
| ૯ | બે બેહેનો | ૦—૮—૦ |
| ૧૦ | અંધેરી નગરીનો ગર્ધવસેન | ૦—૧૨—૦ |
| ૧૧ | સંસાર સુધારો | ૨—૪—૦ |
| ૧૨ | કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા ભાગ ૧ | ૨—૦—૦ |
| ૧૩ | એજન ભાગ ૨ | ૨—૦—૦ |

૧૪ લઘુ વ્યાકરણ
૧૫ મોટું વ્યાકરણ — વડોદરાના કેળવણી ખાતાની માલકી
૧૬ અંકગણિત ભાગ ૧
૧૭ અંકગણિત ભાગ ૨

૧૮ લેખ પદ્ધતિ
૧૯ નામાની પદ્ધતિ
} અંગ્રેજી રાજ્યના કેળવણી ખાતા મારફત ૭ અને ૮ ૦ મળીને વપરાયેલા

૨૦ બાળજ્ઞાન–માળા પુસ્તક ૧
૨૧ „ પુસ્તક ૨
૨૨ „ પુસ્તક ૩
} વડોદરા કેળવણી ખાતાની માલકી.

૨૩ પ્રાચીન કાવ્યના છુટા અંકો (ના. પ્ર. અને ૮ ૦ ટીકાસાથે પ્રસિદ્ધકર્તા).
૨૪ પ્રાચીન કાવ્ય ત્રિમાસિક ( હાલ બંધ છે ) એજન
૨૫ થી ૫૯ પ્રાચીન કાવ્ય માળાના ૩૫ અંકો એજન માલકી કમીટીની.
૬૦ રાણી રૂપસુંદરી. પ્રસિદ્ધકર્તા ખુશાલદાસ ગોકળદાસ. અમદાવાદ.
૬૧ સ્ત્રીઓન્નતિના કર્તવ્ય વડોદરા કેળવણી ખાતા તરફથી.

૬૨ કન્યા વાચનમાળા ભાગ ૧
૬૩ એજન ભાગ ૨
૬૪ એજન ભાગ ૩
} મુંબઈના કેળવણી ખાતાની માલકી.

૬૫ બાલમુકુંદ ઉદ્ધવકૃત રામાયણ ગુ. વ. સોસાઈટી તરફથી

ટીપ.—પહેલા ૧૩ પુસ્તકો કર્તા તરફથી, અને એન. એમ. ત્રિપાઠીની કંપની કાલબાદેવી રોડ, મુંબઈ તરફથી મળશે ભૂતળ વિદ્યા વડોદરા તથા અંગ્રેજી રાજ્યની શાળાઓમાં ચાલેછે.